# કિસા ગોતમી અને બીજાં સ્ત્રીરત્નો

[ બૌદ્ધકાલીન ભારતની ૯૩ સન્નારીઓનાં ચરિત્રો ]



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨

સવા રૂપિયો

'ભારતની દેવીઓ' ગ્રંથ ૨જો

# કિસા ગોતમી

## અને બીજાં સ્ત્રીરત્નો

(બૌદ્ધકાલીન ભારતની ૯૩ સન્નારીઓનાં ચરિત્રો)

૧



પ્રયોજક :
સ્વ૦ શિવપ્રસાદ દલપતરામ પંડિત
મુકામ : કોટા (રાજસ્થાન)



ભિક્ષુ અખંડાનંદ ની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે, અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨



સવા રૂપિયો

# નિવેદન

આ અગાઉ 'ભારતનાં સ્ત્રીરત્નો' અને 'ભારતની દેવીઓ'ના નામે ત્રણ આવૃત્તિ બહાર પડેલી છે. તે પૈકીના બીજા ગ્રંથને ત્રણ વિભાગમાં વહેંચી નાખીને તે પૈકીનું આ પહેલું પુસ્તક 'કિસા ગોતમી અને બીજાં સ્ત્રીરત્નો' એ નામથી પ્રસિદ્ધ થાય છે.

'ભારતની દેવીઓ' પુસ્તક ઘણું ઉપયોગી છે. એ દળદાર ગ્રંથને ખરીદી શકે એવાં કુટુંબોની સ્ત્રીઓ આવા ગ્રંથના વાચનથી વંચિત ન રહે એ લક્ષમાં લઈને આ રીતે છૂટા વિભાગો કરવામાં આવ્યા છે.

આ પુસ્તકમાં બૌદ્ધકાલીન ભારતવર્ષની ૯૩ સાધ્વી સન્નારીઓનાં ચરિત્રો આવે છે.

મુંબઈ,
તા. ૨૫–૭–'૪૯

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ઘરમાં વસાવવા જેવા ગ્રંથો

| પુસ્તકનું નામ અને વિગત | પાન | કિંમત | પોસ્ટેજ |
| --- | --- | --- | --- |
| **ઉપદેશસારસંગ્રહ**—મહાત્મા તિરુવલ્લુવરનો વેદતુલ્ય બોધ | ૩૮૪ | ૧—૮ | ૦—૪ |
| **આખ્યાનમાળા—ભાગ ૧ લો**—બોધક આખ્યાનો ... | ૭૮૮ | ૩—૦ | ૦—૭ |
| **સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો**—એમના સદુપદેશ, વ્યાખ્યાનો ઇ. ... | ૫૬૪ | ૩—૦ | ૦ ૬ |
| ,, ,, ,, **૪ થો**—વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો ... | ૬૭૨ | ૩—૮ | ૦—૭ |
| **વિવેકાનંદ ભાગ ૮ મો**—સ્વામીશ્રીના ઉપદેશો, ભક્તિયોગ આવૃત્તિ ૨જી.... | ૩૮૪ | ૨—૦ | ૦—૪ |
| **તુકારામગાથા—ગ્રંથ ૧ લો—૨ જો**—ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક અભંગોનું સરળ ભાષાંતર | ૧૮૪૦ | ૬—૦ | ૦—૧૫ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ—ભાગ ૨ જો**—૭૦ ટૂંકાં ચરિત્રો | ૬૨૪ | ૩—૦ | ૦—૭ |
| **આદર્શ દૃષ્ટાંતમાળા—ભાગ ૧ લો**—બોધક ૪૨૪ ,, ,, ,, ટૂંકાં દૃષ્ટાંતો ... | ૪૩૨ | ૨—૮ | ૦—૪ |
| ,, ,, ,, **૨ જો**—બોધક ૪૯૫ ટૂંકાં દૃષ્ટાંતો ... | ૪૯૬ | ૨—૮ | ૦—૫ |
| **ચૈતન્યમહાપ્રભુ**—ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૧૫૯૬ | ૮—૦ | ૦ ૧૫ |
| **સંત તુકારામ**—મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર | ૬૪૮ | ૩—૦ | ૦—૬ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ** ને **શિવાનંદનાં ચરિત્રો** | ૪૨૪ | ૧—૬ | ૦—૪ |
| **ભક્તચરિત્ર**—ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો | ૫૨૮ | ૨ ૮ | ૦—૬ |
| **ટૂંકી વાર્તાઓ—ગ્રંથ ૧ લો**—સામાજિક નિર્દોષ ૬૬ વાર્તા | ૫૮૮ | ૨—૮ | ૦—૬ |
| ,, ,, ,, **૬ ઠો**—સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તા | ૬૨૦ | ૨—૮ | ૦—૬ |
| **ભારતની દેવીઓ ગ્રંથ ૧ લો**—પ્રાચીનયુગની સતીઓ | ૭૩૨ | ૩—૦ | ૦—૬ |
| ,, ,, ,, **૨ જો**—મધ્યયુગનાં ઐતિ. ચરિત્રો | ૭૩૨ | ૩—૦ | ૦—૭ |
| ,, ,, ,, **૩ જો**—મધ્યયુગ ને અર્વાચીન ,,... | ૮૦૪ | ૩—૦ | ૦—૮ |
| **પ્રીતમદાસની વાણી**—ભજનો, ધોળ, છપ્પા, કક્કા, મહિના | ૫૬૦ | ૩—૦ | ૦—૪ |
| **સુબોધપુષ્પવાટિકા** (ગુલિસ્તાઁ)—મહાત્મા શેખ સાદીકૃત | ૧૩૬ | ૦—૫ | ૦—૨ |
| **શુભસંગ્રહ ભાગ ૧ લો**—દવાઓ ને જરૂરી માહિતી આપતા ૧૪૮ લેખો | ૫૪૪ | ૩—૦ | ૦—૫ |
| ,, **ભાગ [illegible] મો**—દવાઓ ને જરૂરી માહિતી, ૧૬૫ લેખો | ૭૩૬ | ૩—૦ | ૦—૬ |
| **સાચું સ્વર્ગ**—ભક્તિ ને જ્ઞાન વિષયક સાદી વાતો | ૪૯૨ | ૨—૦ | ૦—૫ |
| **સ્વર્ગની કૂંચી**—સદ્વર્તન રાખતાં શીખવનારો બોધ | ૩૭૨ | ૨—૦ | ૦—૪ |
| **સ્વર્ગની સીડી**—મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં | ૩૬૦ | ૨—૦ | ૦—૪ |

| | | | |
|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**—ભક્તિના મહિમાના ૩૨૫ દાખલા | ૩૭૨ | ૨—૦ | ૦—૪ |
| **સ્વર્ગનો આનંદ**—ભક્તિ ને તેના પ્રકારોની સમજ | ૩૬૦ | ૨—૦ | ૦—૪ |
| **સ્વર્ગનો ખજાનો**—ભક્તિમાર્ગ સમજાવતું પુસ્તક | ૩૧૨ | ૨—૦ | ૦—૪ |
| **સ્વર્ગનો પ્રકાશ**—જ્ઞાન અને પરમાર્થની વાતો | ૩૩૬ | ૨—૦ | ૦—૪ |
| **મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો**—સરળ અર્થ સાથે | ૧૬૮ | ૧—૦ | ૦—૨ |
| **શતશ્લોકી ને બીજાં બાર રત્નો**—સરળ અર્થ સાથે | ૨૦૦ | ૦—૧૨ | ૦—૨ |
| **સ્તોત્રસંગ્રહ**—ભક્તિ ને વેદાંત-સ્તોત્રો અર્થ સાથે | ૨૨૦ | ૦—૧૦ | ૦—૨ |
| **સર્વવેદાંત-સિદ્ધાંત-સારસંગ્રહ**—ભાષાંતર સાથે | ૨૨૪ | ૧—૪ | ૦—૩ |
| **વિવેકચૂડામણિ**—સરળ અનુવાદ સાથે | ૧૬૦ | ૦—૧૨ | ૦—૨ |
| **એકનાથી ભાગવત**—એકનાથ મહારાજના વિવરણ સાથે | ૬૦૦ | ૫—૦ | ૦—૧૨ |
| **મહાવાક્ય-રત્નાવલિ**—૧૦૮ ઉપનિષદોના સારરૂપ સંગ્રહ, સરળ ભાષાંતર સાથે ... | ૧૮૪ | ૦—૧૨ | ૦—૨ |
| **વિદુરનીતિ**—સરળ અનુવાદ સાથે ... ... | ૧૬૮ | ૧—૦ | ૦—૨ |
| **આત્મસાક્ષાત્કારની કસોટી**—સ્વામી ... સ્વયં જ્યોતિતીર્થ ... ... | ૨૦૮ | ૧—૪ | ૦—૨ |
| **અવધૂત ગીતા**—સુધારાવધારા સાથે ૨જી આવૃત્તિ | ૧૪૪ | ૧—૪ | ૦—૨ |
| **અષ્ટાવક્ર ગીતા**—મૂળ સાથે સરળ ભાષાંતર ... | ૭૨ | ૦—૮ | ૦—૧ |
| **ગીતા-પુરુષાર્થબોધિની**—બે ગ્રંથમાં<br>ભાગ ૧ લો— { મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને<br>,, ૨-૩ જો— પંડિત સાતવલેકરની ટીકા સાથે } | ૧૦૬૮ | ૧૨—૮ | ૧—૨ |
| **જ્ઞાનસત્ર ગીતા**—મૂળ શ્લોકો (ગુજરાતી લિપિમાં) | ૩૬૮ | ૧—૪ | ૦—૪ |
| **મોક્ષમાળા**—શ્રીમદ્ રાજચંદ્રકૃત... ... ... | ૧૬૨ | ૧—૪ | ૦—૩ |
| **શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ ભાગ ૨ જો**—રામકૃષ્ણ-કથામૃતથી આગળના ભાગમાં આવતા ઉપદેશો તથા કથાપ્રસંગો ... ... ... ... | ૩૧૨ | ૨—૦ | ૦—૪ |
| **ધમ્મપદ**—બૌદ્ધ ધર્મનું ગીતા જેવું અમૂલ્ય પુસ્તક... | ૧૬૨ | ૧—૦ | ૦—૩ |
| **પંચીકરણ**—મુમુક્ષુઓના આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ, દૃષ્ટાંતો અને યુક્તિ-અનુભવવાળી ટીકા સાથે... | ૨૬૪ | ૨—૦ | ૦—૪ |
| **પ્રભુમય જીવન**—સુખી થવાના સરળ ઉપાયો... | ૧૬૨ | ૦—૧૨ | ૦—૨ |
| ,, **જીવનનું રહસ્ય**—સદુપદેશ, ભજનો ઇ. સાથે... | ૧૬૮ | ૧—૦ | ૦—૪ |
| **વિચારસાગર**—૨જી આવૃત્તિ, શ્રીનિશ્ચળદાસજીકૃત વેદાંતનો મહાન ગ્રંથ મૂળ દોહા, અર્થ તથા વિવરણ સાથે ... ... ... ... | ૪૦૦ | ૩—૦ | ૦—૫ |
| **સૂર્યકાંત**—મુમુક્ષુઓ માટે અત્યંત ઉપયોગી ગ્રંથ .. | ૨૭૨ | ૨—૦ | ૦—૪ |
| **બાળસદ્બોધ**— ,, વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ .. | ૧૨૮ | ૦—૮ | ૦—૨ |
| **બાલભારત**—(સચિત્ર) સંક્ષિપ્ત મહાભારત ... | ૨૮૮ | ૧—૮ | ૦—૪ |
| **ઓખાહરણ**—મહાકવિશ્રી પ્રેમાનંદકૃત-મોટા અક્ષરોમાં અઘરા શબ્દોના અર્થ સાથે... ... ... | ૧૧૨ | ૦—૮ | ૦—૨ |

| | | | |
|---|---|---|---|
| **નળાખ્યાન**–(મહાકવિ પ્રેમાનંદકૃત) મોટા અક્ષરોમાં... | ૧૩૬ | ૧–૦ | ૦–૩ |
| **ભજનસંગ્રહ**–જુદાજુદા સંતોનાં ૩૩૬ ભજનોનો સંગ્રહ | ૨૪૦ | ૧–૦ | ૦–૩ |
| **શ્રી રમણ મહર્ષિ**–સુધારાવધારા સાથેની ૨ જી આવૃત્તિ | ૨૧૬ | ૨ ૦ | ૦–૪ |
| **હંસ મહારાજ**–વેદાંત જેવા ગહન વિષયને વિવિધ દૃષ્ટાંતો દ્વારા સરળ રીતે સમજાવતું પુસ્તક ... | [illegible]૮૦ | ૨–૮ | ૦–૫ |
| **શ્રીશારદામણિદેવી**–( ચરિત્ર ) લે. આનંદચૈતન્ય ... | ૧૦૪ | ૦–૮ | ૦–૨ |
| **ગ્રામરચના**–ભા. ૧-૨ ( સચિત્ર ) શ્રી. રવિશંકર મહારાજ ... ... ... | ૨૮૦ | ૧–૪ | ૦–૪ |
| **ગીતાપોથી**–ભગવદ્ગીતાની બાળપોથી–કર્મયોગના ૧૨૫ શ્લોકો, અર્થ તથા વિસ્તૃત સમજૂતી સાથે... | ૧૦૪ | ૦ ૬ | ૦–૧ |
| **ગીતાસંકલન**–સં. શ્રીરમણ મહર્ષિ : ગીતામાંથી તથા બીજાં ત્રણ સંકલનો ગુજરાતી અર્થ સાથે .. | ૫૨ | ૦ ૩ | ૦–૧ |
| **બે અધ્યાયી ગીતા**–(અધ્યાય ૧૨ ને ૧૫ મા) અર્થ સાથે | ૪[illegible] | ૦–૩ | ૦–૧ |
| **નારદનાં ભક્તિસૂત્રો**–મૂળ સૂત્રો, અર્થ તથા વિવેચન સાથે | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **વિચાર સૂર્યોદય**–આ. ૨ જી, સ્વામીશ્રી માધવતીર્થજી: | ૬૦ | ૦–૩ | ૦–૧ |
| **નીતિશતક**–( શ્રીભર્તૃહરિકૃત ) સરળ અનુવાદ સાથે... | ૮૦ | ૦–૩ | ૦–૧ |
| **વૈરાગ્યશતક**–( શ્રીભર્તૃહરિકૃત ) સરળ અનુવાદ સાથે | ૯૬ | ૦–૪ | ૦–૧ |
| **પ્રેમપંથ ભાગ ૧ લો**–સંપાદક: શ્રી. વાલજી ગો. દેસાઈ | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| ,, **૨ જો**– ,, ,, ,, | ૧૦૪ | ૦–૪ | ૦–૧ |
| **સમ્રાટ શ્રેણિક અને દેવી નંદા**–જૈન સંસ્કૃતિની બે ભજવવા લાયક નાટિકાઓ... ... ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **જ્ઞાનનાં ઝરણાં**–(આ. ૩ જી) લે. સ્વામીશ્રી માધવતીર્થજી | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **સુદામા ચરિત્ર**–( કાવ્ય ) પ્રેમાનંદ કૃત... ... | ૬૪ | ૦ ૩ | ૦–૧ |
| **કેરીની મોસમ ને બીજી વાતો**–શ્રી. શયદાની કસાયેલી કલમે લખાયેલી ૭ વાતો... ... | ૭૬ | ૦–૫ | ૦ ૧ |
| **ધાવણુની ધાર ને બીજી વાતો**–શ્રી. ચૂનીલાલ મડિયાઃ માનવસ્વભાવ અને લાગણી પ્રગટ કરતી ૪ વાતો... | ૭૬ | ૦–૩ | ૦ ૧ |
| **જ્ઞાનપદ–સોપાનપટ–જ્ઞાનબાજી–૧૮×૨૪** ... | | ૦–૧ | ૦–૧ |

**વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો:**

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર, સેશન્સ કોર્ટ પાસે, પો. ઑ. નં. ૫૦, **અમદાવાદ**
અને કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

# અનુક્રમ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૩૨ | કાશામ્બીકૃત | કૌશામ્બીકૃત |
| ૪૭ | ૧૪ | ભોગવતાં | ભોગવતો |
| ૯૩ | ૧૩ | અહત | અર્હંત |
| ૧૦૪ | ૧૪ | પાતાની | પોતાની |
| ૧૨૭ | ૧૩ | ધર્મેંપાલ | ધર્મંપાલ |
| ૧૨૮ | ૧૯ | एकम | एकम् |
| ૧૪૧ | ૨૮ | ત્રૈવિધ | ત્રૈવિદ્ય |
| ૧૪૮ | ૧૧ | ગાતમી | ગૌતમી |
| ૧૫૪ | ૨૫ | પ્રતિવ્રતા | પતિવ્રતા |
| ૧૬૪ | ૨૫ | રૂપાલાવણ્ય | રૂપલાવણ્ય |
| ૧૭૦ | ૧૬ | કાચનું | કાર્યનું |

'ભારતની દેવીઓ' ગ્રંથ ૨જો

# કિસા ગોતમી

## અને બીજાં સ્ત્રીરત્નો

(બૌદ્ધકાલીન ભારતની ૯૩ સન્નારીઓનાં ચરિત્રો)

૧



# भारतनी देवीओ×

## ग्रंथ २ जो

## बौद्धयुगनां स्त्रीरत्नो*

### ઉપોદ્‌ઘાત

અમારી ઘણી વાંચક બહેનોને બૌદ્ધધર્મ સંબંધી બરોબર ખબર નહિ હોય તેથી બૌદ્ધ સન્નારીઓનાં ચરિત્રનો પરિચય કરાવતાં પહેલાં બૌદ્ધ ધર્મ વિષે બે શબ્દો કહેવા અનુચિત નહિ ગણાય.

આજથી અઢી હજાર કરતાં પણ વધારે વર્ષ પૂર્વે ગૌતમબુદ્ધ નામના એક મહાપુરુષે ભારતવર્ષમાં એ ધર્મની સ્થાપના કરી હતી. બુદ્ધદેવના મૃત્યુ પછી ઘણાં વર્ષો સુધી એ ધર્મ આપણા દેશનો મુખ્ય ધર્મ રહ્યો હતો. ભારતની બહાર ચીન, જાપાન વગેરે દેશોમાં આજ પણ એ ધર્મને લોકો માને છે અને બુદ્ધદેવને જન્મ આપનાર પવિત્ર ભારતભૂમિની યાત્રા કરવા સારૂ એ દેશથી અનેક યાત્રીઓ આવે છે. જૈન ભાઈઓના તીર્થંકર મહાવીર સ્વામીનાજ સમયમાં, પણ એમનાથી જરાક પાછળ બુદ્ધદેવ

× આ ગ્રંથની આ અગાઉની બે આવૃત્તિઓ 'ભારતનાં સ્ત્રીરત્નો'ના નામથી પ્રસિદ્ધ થયેલી છે. આ તેની ત્રીજી આવૃત્તિ 'ભારતની દેવીઓ'ના નામથી પ્રસિદ્ધ થાય છે. —પ્રકાશક

* ૧—માદ્રીથી ૬૧—દેવસ્મિતા સુધીની દેવીઓ બૌદ્ધયુગની છે.

ઉત્પન્ન થયા હતા. એમના વખતમાં આર્યોનો વૈદિક ધર્મ વિકાર પામી ચૂક્યો હતો. સાપ ગયા અને લિસોટા રહ્યા એ પ્રમાણે વેદ અને ઉપનિષદ્‌ના ઉત્તમ ગહન સિદ્ધાંતો સમજનારા અને તે પ્રમાણે વર્તનારા તો થોડા રહ્યા હતા અને કર્મકાંડ, ખોટા વાદવિવાદ અને જીવહિંસા આદિ વખોડવા લાયક કામ કરનારા ઘણા લોકો રહી ગયા હતા.

જેને ખરો બોધ થયો હોય, જે મોહનિદ્રામાંથી જાગ્યા હોય તેને બુદ્ધ કહે છે. બુદ્ધદેવનો ઉપદેશ એ હતો કે કેવળ વૈદિક યજ્ઞયાગ કર્યાથી ધર્મ સધાતો નથી. પવિત્ર જીવન ગાળવું, સારા વિચારો રાખવા, એજ ખરો ધર્મ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર બધા બરાબર રીતે એ ઉચ્ચ ધર્મના અધિકારી છે. યજ્ઞમાં પશુનું બલિદાન આપવું અથવા અન્ય કોઇ પ્રકારે જીવની હિંસા કરવી એ મહાપાપ છે. બ્રાહ્મણશૂદ્રનો ભેદ ભૂલી જઇને સર્વ પ્રકારની જીવહિંસાનો ત્યાગ કરીને, બધાએ ભોગવિલાસહીન પવિત્ર જીવન ગાળવું અને જગતનું કલ્યાણ કરવું. આ પ્રમાણે જીવન ગાળવાથી ધીમે ધીમે મનુષ્યનો આત્મા બધા પ્રકારના મોહ અને પાપ-વાસનામાંથી છૂટી જઇને નિર્વાણ મેળવશે.

બૌદ્ધધર્મના મહામંત્રમાં ત્રણ વિષય બતાવેલા છે.

'**बुद्धं शरणं गच्छामि**–હું બુદ્ધને શરણ જાઉં છું.'

'**धर्मं शरणं गच्छामि**–હું ધર્મને શરણ જાઉં છું.'

'**संघं शरणं गच्छामि**–હું સંઘને શરણ જાઉં છું.'

ગૌતમ બુદ્ધનો મુખ્ય ઉપદેશ એ હતો કે આ સંસારમાં દરેક વસ્તુ ક્ષણભંગુર અને દુઃખના કારણરૂપ છે.

સંસારના એ દુઃખનો ઇલાજ શો? ઇલાજ કરતાં પહેલાં રોગનું કારણ શોધવું જોઇએ. તૃષ્ણા—સુખ ભોગવવાની રાતદિવસ લાલસામાંથી દુઃખ ઊપજે છે, માટે આત્મવાદ ત્યજી અનાત્મવાદ ગ્રહણ કરવો; એટલે કે હુંપદ છોડી દેવું.

"તૃષ્ણા અને તૃષ્ણામાંથી ઊપજતા 'ઉપાદાન' (વિષય-ગ્રહણ)નો નાશ થાય, એટલે પુનર્જન્મ અને પુનર્જન્મ સાથે જોડાયલાં જરા (વૃદ્ધાવસ્થા) અને મરણ વગેરેનાં દુઃખો શમી જાય. આ દુઃખરહિત સ્થિતિ તે **નિર્વાણ**. 'નિર્વાણ' એટલે બુઝાઈ

જવું–મનુષ્યના હૃદયમાં હુંપણું અને રાગદ્વેષ વગેરે જે જે વૃત્તિઓ સળગે છે તેનું બુઝાઇ જવું.” (–ધર્મવર્ણન)

એ નિર્વાણ પામવાને માટે બુદ્ધદેવે જે ઉપાય બતાવ્યા છે છે તેને ‘મધ્યમ પ્રતિપદા’ અથવા ‘આર્ય અષ્ટાંગ માર્ગ’ કહે છે. એ આઠ માર્ગ નીચે મુજબ છેઃ–

(૧) સમ્યગ્ દષ્ટિ–સારી સમજણ, જ્ઞાન.

(૨) સમ્યક્ સંકલ્પ–સારો સંકલ્પ (ક્રિયા કરવાનો નિશ્ચય.)

(૩) સમ્યગ્ વાક્–સારી વાણી; જેમકે અસત્ય ન બોલવું, ચાડી કે નિંદા ન કરવી, ગાળ ન દેવી, મિથ્યા બકવાદ ન કરવો.

(૪) સમ્યક્ કર્મ–સારાં કર્મ, શીલ અને દાન.

(૫) સમ્યગ્ આજીવ–સારી આજીવિકા, સારો ધંધો કરીને ગુજરાન ચલાવવું.

(૬) સમ્યગ્ વ્યાયામ–સારો પ્રયત્ન.

(૭) સમ્યક્ સ્મૃતિ–સારી સ્મૃતિ તથા વિચાર.

(૮) સમ્યક્ સમાધિ–સારી સમાધિ, ચિત્ત એકાગ્ર કરવું તે.

આ નિર્વાણ પ્રાપ્ત કરવાના માર્ગમાં જે વિઘ્નો નડે છે તેને ‘દશ સંયોજન’ કહે છે. એ વિઘ્નો આ પ્રમાણે છેઃ—(૧) સત્કાર્ય દષ્ટિ–આત્મવાદ=હુંપણાની દષ્ટિ, (૨) વિચિકિત્સા=સંશય, (૩) શીલ-વ્રતપરામર્શ=શીલ અને વ્રતનું ચિંતન કર્યા કરવું અને એને પોતાના હુંપદ સાથે જોડવાં. (શીલ અને વ્રત પાળવાં સારાં છે, પણ એનાજ ચિંતનમાં ભરાઇ રહેવાથી નુકસાન છે. આ ત્રણ ‘સંયોજન’ તોડનાર ‘સોતાપન્ન’ થાય છે અર્થાત્ તે નિર્વાણના વહેણમાં પડે છે.) તે ઉપરાંત (૪) કામ, (૫) દ્વેષ, (૬) રૂપરાગ, (૭) અરૂપરાગ (અણદીઠ સ્વર્ગના સુખની આસક્તિ), (૮) માન, (૯) ઉદ્ધતપણું અને (૧૦) અવિદ્યા (એ પણ નિર્વાણના માર્ગમાં આડે આવનારી અને મનુષ્યને સંસાર સાથે બાંધી રાખનારી સાંકળો છે.)

બૌદ્ધધર્મમાં વળી દશ શીલ, દશ શિક્ષા અને છ પારમિતાઓ કહી છે.

(૧) હિંસા ન કરવી, (૨) ચોરી ન કરવી, (૩) જૂઠું ન બોલવું, (૪) મદ્ય ન પીવું, (૫) બ્રહ્મચર્ય પાળવું, (૬) રાતે ભોજન ન કરવું, (૭) પુષ્પહાર, ચંદન વગેરે સુગંધી પદાર્થો ધારણ ન કરવા, (૮) જમીન ઉપર સાદડી પાથરીને સૂવું, (૬ થી ૮ સુધીનાં શીલ

ગૃહસ્થ માણસે પણ અઠવાડિયામાં એક વાર પાળવાનાં છે.) (૯) નાચ અને ગાનતાનથી વિરમવું અને (૧૦) સુવર્ણાદિ ધાતુનો પરિગ્રહ ન કરવો. (સાધુઓએ દશે શીલ ખાસ પાળવાનાં છે.)

દશ શિક્ષા આ પ્રમાણે છે. (૧) હિંસા કરવી નહિ, (૨) વગર આપ્યું લેવું નહિ) (૩) બ્રહ્મચર્ય પાળવું (ગૃહસ્થે પોતાનીજ પત્ની ઉપર સ્નેહ રાખવો), (૪) જૂઠું ન બોલવું, (૫) ચાડી ન ખાવી, (૬) ઉદ્ધતાઈ ન વાપરવી, (૭) વૃથાપ્રલાપ ન કરવો, (૯) લોભ ન કરવો, (૯) દ્વેષ ન રાખવો અને (૧૦) વિચિકિત્સા એટલે કે શાસ્ત્ર અને પરમાર્થ સંબંધે સંશયપણું ન રાખવું.

છ પારમિતાઓ અર્થાત્ સંસારસાગરમાંથી પાર તરી જવાનાં છ સાધનો આ પ્રમાણે છે:—

(૧) દાનપારમિતા (દ્રવ્ય, વિદ્યા, ધર્મોપદેશ વગેરેનાં દાન) (૨) શીલપારમિતા. (ઉપર વર્ણવેલાં શીલ પાળવાં), (૩) ક્ષાંતિપારમિતા, (દુઃખ ખમવાં તથા પારકાના અપકારની ક્ષમા આપવી), (૪) વીર્યપારમિતા (સંસારની લાલચોને જીતી કલ્યાણને માર્ગે ચઢવાની મારામાં શક્તિ છે એમ ઉત્સાહ રાખવો), (૫) ધ્યાનપારમિતા (ધર્મ અને બુદ્ધ ભગવાનનું ધ્યાન કરવું અને (૬) પ્રજ્ઞાપારમિતા (જ્ઞાન પ્રાપ્ત કરવું)*

બુદ્ધદેવને સ્ત્રીજાતિ પ્રત્યે ઘણું માન હતું અને જનસમાજમાં સ્ત્રી જાતિનો આદર થાય એવી એમની ઇચ્છા હતી. છ દિશાઓની પૂજાનું રહસ્ય સમજાવતાં એમણે પત્નીપુત્રને દક્ષિણ દિશારૂપ માનીને તેમની પૂજાનો વિધિ નીચેના શબ્દોમાં બતાવ્યો છે. પશ્ચિમ દિશા જે પત્ની તેની પૂજાનાં આ પાંચ અંગ છે. (૧) તેને માન આપવું, (૨) તેનું અપમાન ન થવા દેવું, (૩) એક પત્નીવ્રત આચરવું, (૪) ઘરનો કારભાર તેને સોંપવો, (૫) વસ્ત્રાલંકારની તેને ખોટ ન પડવા દેવી. આ પાંચ અંગોથી જો પતિ પત્નીની પૂજા કરે તો પત્ની તે પતિ ઉપર પાંચ પ્રકારનો અનુગ્રહ કરે છે:—

(૧) ઘરમાં સારી વ્યવસ્થા રાખે છે, (૨) નોકરચાકરને પ્રેમથી સંભાળે છે; (૩) પતિવ્રતા થાય છે; (૪) પતિએ મેળવેલી સંપત્તિ-

* બૌદ્ધધર્મ સંબંધી ઉપરની બધી હકીકત આચાર્ય શ્રીઆનંદશંકર બાપુભાઇ ધ્રુવ રચિત 'ધર્મવર્ણન' નામના ઉત્તમ ગ્રંથમાંથી લેવામાં આવી છે. —લેખક

નું રક્ષણ કરે છે; ઉડાઉ થતી નથી અને (૫) સર્વ ગૃહકૃત્યોમાં તત્પર રહે છે.×

બૌદ્ધકાળમાં ભારતવર્ષની સ્ત્રીઓનો શો દરજ્જો હતો, એ સંબંધમાં 'પ્રબુદ્ધભારત'માં એક વિદ્વાન લખે છે કે, "ભિક્ષુઓ કરતાં ભિક્ષુણીઓની સંખ્યા ઓછી હતી, પણ સમાજમાં એમને ઘણું ઉચ્ચ સ્થાન મળેલું હતું. એમની વિદ્યા, બુદ્ધિ તથા સમાજ ઉપરની તેમની ખાસ અસર સંબંધી હકીકત આપણને 'માલતી-માધવ' જેવા સંસ્કૃત પુસ્તકોમાંથી મળી આવે છે. કોઇ કોઇ ભિક્ષુણી સમનેરા તથા અર્હત્ પદને પણ પામી શકતી હતી. મહાત્મા ગૌતમબુદ્ધના જીવનકાળમાં સુતપિતકની થેરીગાથા અનેક વૃદ્ધ ભિક્ષુણીઓને હાથેજ રચાઇ હતી; એમાંની ઘણીખરી ગાથાઓ ઉત્તમ છે એટલુંજ નહિ, પણ સ્ત્રીઓની ઇશ્વરભક્તિ તથા બુદ્ધિનાં જ્વલંત ઉદાહરણ પણ આપણને એમાંથી મળી આવે છે. એમણે નીતિના સિદ્ધાંતો તથા બૌદ્ધધર્મના ઉપદેશોનું વર્ણન બહુજ સરસ રીતે કર્યું છે. એ થેરીઓના ઉપદેશને સાંભળવા સારૂ અનેક ભિક્ષુ તથા ભિક્ષુણીઓ એકઠાં થતાં.

બૌદ્ધ સાહિત્ય સ્ત્રીઓને ઘણુંજ ઉચ્ચ સ્થાન આપે છે. સ્ત્રીઓને પહેલાં તો બૌદ્ધ મંદિરોથી દૂર રાખવામાં આવી હતી, પણ ધીમે ધીમે બૌદ્ધ ધર્મનાં મંદિરોની એજ ધણીધોરી થઇ પડી હતી.

બૌદ્ધધર્મની પ્રબળ લહેર બધી જાતિઓમાં ફેલાઇ ગઇ હતી. એના શિક્ષણની અસર બહુજ ઊંડી હતી. એ સમયના રાજવંશ, વણિકસમાજ તથા કારીગરોમાં પણ આદર્શ સ્ત્રીઓનાં એવાં ઉદાહરણ મળી આવે છે, જે ઉપરથી સિદ્ધ થાય છે કે વિદ્યા અને બુદ્ધિ, ધર્મ અને ઉદારતા તથા દાન અને પુણ્યની પ્રવૃત્તિ કોઇ ખાસ ન્યાતની સ્ત્રીઓમાંજ જોવામાં આવતી એમ નહોતું. પ્રત્યેક જાતિ અને પ્રત્યેક વર્ણમાં એ પ્રવૃત્તિ વિદ્યમાન હતી.

બૌદ્ધયુગમાં બાળલગ્ન નહોતાં. કન્યા પુખ્ત વયની થતી ત્યારેજ તેનું લગ્ન થતું. વરની પસંદગીની બાબતમાં તેને સ્વતંત્રતા હતી. વિધવાવિવાહ નીચ જાતિઓમાંજ નહિ પણ ઉચ્ચ જાતિઓમાં પણ થતો હતો. બાળક સમજણો થાય ત્યારેજ તેને પરણાવવાનો

× પ્રોફેસર ધર્માનંદ કાશામ્બીકૃત 'બુદ્ધલીલાસારસંગ્રહ'માંથી

વિચાર કરવામાં આવતો. પ્રેમ અને સંવનનનો રિવાજ પણ હોય એમ જણાય છે. કુમારિકાઓનાં લગ્ન પણ યુવાવસ્થાને પ્રાપ્ત થતાં લગી થતાં નહોતાં. મામાની પુત્રી સાથે લગ્ન કરવાનો રિવાજ રાજકુટુંબોમાં અને ખાસ કરીને શાક્ય વંશીઓમાં પ્રચલિત હતો.

સ્ત્રીઓને ભ્રષ્ટ ગણીને એકદમ ત્યજી દેવામાં નહોતી આવતી. અંબપાલી ગણિકા તથા સમાજથી ભ્રષ્ટ થયેલી બીજી કેટલીક સ્ત્રીઓ પ્રત્યે ભગવાન તથાગતે બતાવેલી દયા તથા સહાનુભૂતિ એ વાતની સાક્ષી પૂરે છે અને પ્રકટ કરે છે કે બુદ્ધિની દુર્બળતાને લીધે–મનુષ્યમાં રહેલા કુદરતી સ્વભાવને લીધે–ઇંદ્રિયના વિકારને વશ થઇ સત્પથમાંથી ચળેલી સ્ત્રીઓને પણ સુધારી શકાય છે અને એમના જીવનનો વિશેષ તિરસ્કાર ન કરીએ તો તેઓને હાથે પણ સમાજની અધિક લાભદાયક સેવા થઈ શકે છે.





# ૧—માદ્રી



આ માદ્રી રાજા પાંડુની પત્ની અને નકુલસહદેવની માતા માદ્રી નથી; પણ પ્રાચીન કાળની એક બીજીજ સન્નારી છે. એ સમયમાં શિબિ દેશમાં સંજય નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેના કુમારનું નામ વેસ્સંતર હતું. રાજકુમાર ઘણો પુણ્યાત્મા અને દાન કરવામાં છૂટા હાથવાળો હતો. તેમના રાજ્યમાં ધોળા હાથી હતા અને એમ મનાતું કે, એ હાથીઓના પ્રતાપે શત્રુઓ એ રાજ્ય ઉપર આક્રમણ કરીને ફાવી શકતા નહોતા. એક દિવસ કલિંગ દેશના આઠ બ્રાહ્મણો આવીને રાજકુમાર પાસેથી માગીને એ ધોળા હાથીઓ દાનમાં લઇ ગયા. પ્રજા, એ વાતની ખબર પડતાં ઘણી ગુસ્સે થઇ. હવે પોતાના રાજ્ય ઉપર અવશ્ય આફત આવશે એવો ભય એમને ઉત્પન્ન થયો. પ્રજાજનોએ જઇને રાજા સંજય આગળ પ્રાર્થના કરી. એ વખતના રાજાઓ ઘણાજ ન્યાયી અને નિષ્પક્ષપાતી હતા. મહારાજા સંજયને પ્રજાની ફરિયાદ વ્યાજબી જણાઈ અને તેમણે પુત્રને દેશનિકાલની સજા કરી.

રાજકુમારને જ્યારે પિતા તરફની વનગમનની આજ્ઞાની ખબર પડી ત્યારે તેણે સાતસો વસ્તુઓના મહાદાનની ક્રિયા કરવા સારૂ એક દિવસની મુદત માંગી. એ આખો દિવસ એણે દાનાલય-માં જઇને અનેક કિંમતી પદાર્થોનું દાન કર્યું અને રાત પડી ત્યારે મનમાં વિચારવા લાગ્યો: “ કાલ સવારે મારે આ દેશ છોડીને ચાલ્યા જવું પડશે. ચાલ, હમણાંજ પિતામાતાની પાસે જઇને વિદાય લઇ આવું તથા છેલ્લા પ્રણામ પણ કરી આવું. રાતોરાતજ હું મહેલનો ત્યાગ કરીશ અને મહેલમાં ફરીથી પ્રવેશ નહિ કરૂં. ”

ત્યાર પછી વેસ્સંતર અશ્વોવાળા રથમાં બેસીને પિતાના મહેલ-માં ગયો. તેની રાણી માદ્રી મનમાં ને મનમાં વિચારવા લાગી: “ હું પણ ફરીથી આ મહેલમાં પ્રવેશ નહિ કરૂં. હમણાંજ સાસુજી તથા

સસરાજીને ભક્તિપૂર્વક પગે લાગી આવીને, તેમની પાસે વિદાય માગીને હું પણ પતિદેવની સાથે સાથે જઇશ."

એવો વિચાર કરીને રાજપુત્રવધૂ માદ્રી પણ એજ રથમાં પતિની સાથે ચઢી બેઠી. વેસ્સંતરે પિતાની સમીપ જઇને તેમના ચરણમાં પડીને ભક્તિપૂર્વક કહેવા માંડયું: "પ્રજાએ મને દેશનિકાલ કર્યો છે. કાલે હું બંક પર્વત તરફ જવા નીકળીશ. પિતાજી! મનુષ્યમાત્ર લાભ અને નુકસાન, યશ અને અપયશ, નિંદા અને સ્તુતિ, સુખ અને દુ:ખ એ આઠ પ્રકારના લોકધર્મને આધીન છે. આ દુનિયામાં જીવમાત્રને કદી સુખ અને કદી દુ:ખ ભોગવવું પડયું છે, પડે છે અને પડશે. આખી જિંદગી સુધી લાગલાગટ સુખ કોઈ પણ મનુષ્ય કદાપિ ભોગવી શકતો નથી. બધાને મૃત્યુના મુખમાં એક દિવસ સપડાવું પડશે, એમ ધારીને એ બધા દુ:ખના વિચારથી ત્રાસ પામીને સર્વજ્ઞતા પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી મારા મહેલમાંની બધી વસ્તુઓને મેં ખપવાળા લોકોને દાન કરી દીધી છે અને તેમની પ્રાર્થનાનુસાર આ રાજ્યનો પણ ત્યાગ કરવાની મને ફરજ પડી છે. માણસ સંપત્તિ અને વિપત્તિમાંથી કદી પણ સંપૂર્ણરૂપે મુક્ત રહી શકતો નથી, માટે હાલ તો જો કે હું વાઘ, ચિત્તા, રીંછ વગેરે ફાડી ખાનારાં વિકરાળ જાનવરોથી વસાયલા ઘોર ભયાનક જંગલોમાં દીનતાથી વાસ કરીશ, તોપણ મારી ખાતરી છે કે, એ અરણ્યવાસમાંજ મારે હાથે કોઇ એવું કાર્ય થશે કે, જેથી મારૂં પ્રયોજન સિદ્ધ થશે. પિતાજી! આ મોહ અને સુખમાં આપજ નિરાંતે પડ્યા રહો!"

પિતાની સાથે એ પ્રમાણે વાતચીત કરીને વેસ્સંતર માતાની સમીપ ગયો અને માતાને સંબોધન કરીને કહેવા લાગ્યો: "મા! તારા સ્નેહ અને લાડનો બદલો હું કોઇ દિવસ વાળી શકું એમ નથી. મેં મારી પોતાની મિલકત દાન કરી દીધી તેથી પ્રજાજનોને ઘણું લાગી આવ્યું છે. એ પાપને લીધે મને દેશવટો મળ્યો છે. બંક પર્વત ઉપર જઇને ગરીબાઇથી સંન્યાસીરૂપે હું મારૂં જીવન ગાળીશ. માતા! મને શુભેચ્છાઓ સહિત વિદાય કરો!"

જનનીએ કહ્યું: "બેટા! બંક પર્વત ઉપર જઇને તું યતિ બનીને અભિજ્ઞાન અને સમાપત્તિ પ્રાપ્ત કરજે. હું ખુશીથી તને રજા આપું છું, પણ આ મારી કોમળાંગી વધૂએ કદી પણ ટાઢતડકો

વેઠ્યો નથી. ગંભીર અરણ્ય એ તેને રહેવા લાયક સ્થાન કદાપિ નથી. જ્ઞાનની શોધખોળ કરવા નીકળેલા યતિની સાથે જવું, એ તેને માટે વ્યાજબી નથી. દીકરા! તારી સાથે એને પણ વનમાં લઇ જવાની જરૂરજ શી છે ? પુત્ર સહિત એને તો ઘર આગળજ રહેવા દે!"

વેસ્સંતરે કહ્યું: "માતા! મારા પોતાના દેહ ઉપર પણ મારી કોઇ સત્તા નથી, ખાસ કરીને હાલ તો હું મારા ખરીદેલા એક ગુલામને પણ મારી સાથે જવાની ફરજ પાડી શકું એવી દશામાં નથી. માદ્રીની પોતાની મરજી મારી સાથે જંગલમાં આવવાની હોય તો ભલે આવે અને ઘેર રહેવાની ઇચ્છા હોય તો સુખેથી ઘર આગળ રહે."

માદીકરાની આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી તે સાંભળીને રાજા સંજય પણ આગળ આવીને કહેવા લાગ્યા:—

"દીકરી માદ્રિ! તમને તો રાજમહેલમાં રહીને ચંદન આદિ સુગંધી દ્રવ્ય શરીરે ચોળવાનો અભ્યાસ છે. અરણ્યમાં જઇ ધૂળથી શરીરને ખરડી નાખવાનો અભિલાષ શા સારૂ કરો છો? તમે તો કાશીમાં બનેલા લાખો રૂપિયાનાં કિંમતી વસ્ત્ર પહેરનારાં છો, હવે વલ્કલ ધારણ કરવાની અભિલાષા શું કામ કરો છો? વધૂ—માતા! અરણ્યનો નિવાસ કાંઇ નાનાં છોકરાંની રમત નથી. સંસારત્યાગી અને દુ:ખ વેઠવાના અભ્યાસી સાધુસંતોને તથા રાજ્ય તરફથી સજા પામેલા અપરાધીઓને પણ એ વસમો લાગે છે, તો તમારૂં શું ગજું? તમે તો શરીર અને મન બન્નેમાં દુર્બળ છો, સહજ વાતમાં ભયભીત થઇ જાઓ છો, અરણ્ય એ તમારે યોગ્ય સ્થાન નથી; માટે મારી એજ સલાહ છે કે, તમે કુમારની સાથે ત્યાં જશો નહિ."

માદ્રીએ ઉત્તર આપ્યો: "આર્ય! આપ જે કાંઇ કહી રહ્યા છો તે બધું ખરૂં છે; પરંતુ હું સ્વામીથી વિખૂટી પડીને અંગ ઉપર તેલ, ફૂલેલ, ચંદન વગેરેનો લેપ કરવાની કે, કુમળી સુખશય્યામાં સૂવાની કે, લાખો રૂપિયાના મૂલ્યનાં કાશીનાં વસ્ત્રો પહેરવાની અભિલાષા જરાયે રાખતી નથી. હું તો સ્વામીની સાથે ધૂળવાળા રસ્તાઓમાં ફરવાનું, વલ્કલ ધારણ કરવાનું અને કંદ, મૂળ જે કાંઇ મળે તે ખાઇને, અરણ્યમાં ભોંય ઉપરજ સૂઈ રહેવાનું પસંદ કરૂં છું. એમાંજ હું પરમ સુખ માણું છું. મારે માટે તમે જરાયે

ફિકર કરશો નહિ."

મહારાજ સંજયે હવે માદ્રીને ભય બતાવવા માંડ્યો: "બેટા! મારી વાત ધ્યાન દઇને સાંભળ. અરણ્ય એ આપણા રાજમહેલ જેવું નથી; ત્યાં તો ભમરા, મધમાખ, વીંછી વગેરે ઘણા જીવ છે જેના કરડ્યાથી બહુ વેદના થાય છે. એ કલેશ તમારાથી નહિ સહન થાય. વળી ત્યાં માણસને આખો ને આખો ગળી જાય એવા મોટા અજગર રહે છે. વળી ત્યાં કાળા અને મોટા મોટા વાળવાળાં રીંછ રહે છે. એક વાર નજરે પડ્યાં તો પછી ઝાડ ઉપર ચઢી ગયે પણ છૂટકો નથી. વળી ત્યાં એક નદીને કાંઠે સોયની અણી જેવાં તીણાં શીંગડાંવાળા પાડાઓ રહે છે. આટલી બધી આપત્તિઓમાંથી તમે તમારૂં રક્ષણ કેવી રીતે કરશો? સંતાનોનું સુખ જોયા વગર વાછરડું ખોવાઇ ગયું હોય એવી ગાયની પેઠે તમે વલખાં નહિ મારો કે? દીકરિ! અહીંયાં મહેલમાં બેઠે બેઠે કોઇ કોઇ વાર શિયાળની ચીસ સાંભળો છો, તો તમને મૂર્છા આવી જાય છે, તો પછી બંક પર્વત ઉપર જવું એ તમારે માટે કેવી રીતે સંભવિત છે? બપોરે પક્ષીઓ એકઠાં થઇને કલરવ કરે છે, તેનો અરણ્યમાંથી જે પડઘો નીકળે છે તે ઘણોજ ભયાનક હોય છે. જે વનમાં આવા અનેક પ્રકારના ભયનાં કારણો હાજર છે ત્યાં તમે કેવી રીતે રહી શકશો?"

માદ્રીએ ઉત્તર આપ્યો: "હે દેવ! હે શિબિરાજ્યના અધીશ્વર! અરણ્યમાં આપે વર્ણવેલી બધી આફતો હોવા છતાં પણ હું સ્વામીનું અનુગમન કરીશ અને એમ કરવાથી જેટલાં કષ્ટ પડશે તે બધાં ધીરજપૂર્વક સહન કરીશ. દેવ! દુઃખ છોડીને ફક્ત સ્વામીના સુખમાંજ હું ભાગ પડાવું, તો પછી હું પતિની સહધર્મિણી કેવી રીતે થઇ શકું? ગાઢા વનમાં થઇને જવાનો પ્રસંગ આવશે, ત્યારે હું સ્વામીની આગળ આગળ જઇશ અને ઘાસ તથા નાનાં નાનાં ઝાડવાંને સ્વામીના માર્ગમાંથી ખસેડીને આઘાં કરીશ. હું તેમની સગવડ પ્રત્યે નજર રાખીશ, એટલે સુધી કે કોમળ વેલ કે ઘાસનું તણખલું પણ એમને અડવા ન પામે તેની કાળજી રાખીશ. આર્ય રમણીને માટે સારા પતિનો સંયોગ એ દુર્લભ વસ્તુ છે. સારો પતિ મળે એટલા સારૂજ કન્યાઓ કર્તવ્યપરાયણ થઇને માબાપની સેવાચાકરી કરતી રહે છે, સદાચાર અને પવિત્રતાપૂર્વક

નીતિનું પાલન કરે છે અને કાળજીપૂર્વક સારાં વસ્ત્રાભૂષણ ધારણ કરે છે. દેવ! સ્ત્રીજાતિને માટે ભરથારહીન થવું એ અત્યંત મોટું દુઃખ છે, તો પછી આપ સમજુ થઇને પતિનું અનુકરણ ન કરતાં ઘેર બેસીને વિધવાના જેવું જીવન ગાળવાની મને સલાહ આપો છો? હું બીજું એક દૃષ્ટાંત આપની આગળ રજૂ કરીશ. મનોહર પુલિનદ્વીપ અને સુંદર તટવાળી નદી હોય પણ જો એમાં જળ ન હોય, તો બધું વ્યર્થ છે. ઊંચા કોટ અને કિલ્લાઓ, પહેરેગીરો, ઉદ્યાન, સુંદર દરવાજાઓ, હવેલીઓ એ બધાથી સુશોભિત નગર હોય; પણ જો એમાં શાસન કરનારનો અભાવ હોય તો એ બધું ફોગટ છે. માણસની પાસે ધન અને કુળ બન્ને હોય પણ વિદ્યા ન હોય તો એ બન્ને વૃથા છે. માણસના શરીર ઉપર લાખો રૂપિયાનાં વસ્ત્રાભૂષણ હોય પણ જો તેનામાં સારી ચાલચલગત ન હોય તો એ બધું મિથ્યા છે; એટલુંજ નહિ પણ રમણીને દશ ભાઇ હોવા છતાં જો એને સ્વામી ન હોય તો એનું જીવન વૃથા છે. વળી એક ઉદાહરણ આપને બતાવું છું. જેવી રીતે રથની શક્તિ જયપતાકા છે, અગ્નિની શક્તિ ધુમાડો છે, રાજ્યની શક્તિ રાજા છે, મનુષ્યની શક્તિ વિદ્યા છે તેમ રમણીની શક્તિ તેનો સ્વામી છે. આર્ય! કોઇ પતિવ્રતા સ્ત્રી સ્વામીના સુખદુઃખમાં ભાગ પડાવે છે, ત્યારે દેવતાઓ, બ્રાહ્મણો અને સાક્ષાત્ ઇંદ્ર પણ એની પ્રશંસા કરે છે. હવેથી આપના પુત્ર ભગવાં વસ્ત્ર ધારણ કરશે, એટલે હું પણ એમની સાથે એવાંજ વસ્ત્ર ધારણ કરીને બધી ઋતુઓમાં તેમના દુઃખમાં ભાગ પડાવતી સાથે ને સાથે રહીશ. પર્વતોમાં કે ખીણોમાં કોઇ ફાડી કે કરડી ખાનાર જાનવર આવશે, તો પહેલી હું આગળ થઇશ કે પહેલું મને મોત આવે. એકલી તો આ રાજ્યમાં રહીને આખા રાજ્યની શાસક થવાની પણ મારી મરજી નથી. આપના પુત્ર રાજ્ય કરતા હોત, તો જરૂર હું એ રાજ્યસુખમાં ભાગી બનત. જે રમણી સુખમાં તો સ્વામીની સાથે રહે પણ દુઃખમાં તેનો સંગ છોડી દે, તે રમણી પિશાચી અને રાક્ષસી જેવી નિકૃષ્ટ છે; માટે હું તો મારા સ્વામીની સહચારિણીજ થઇશ."

મહારાજ સંજયે કહ્યું: "વધૂમાતા! સ્વામીની સુપત્નીરૂપે તેના સુખદુઃખની ભાગીદાર બનવા સંબંધી તમે જે જે દલીલો બતાવી તે બધી વ્યાજબી છે. એને લીધે તમને અરણ્યમાં જતાં રોકવાની મારી જરા પણ ઇચ્છા નથી; પણ મારાં આ બે ફૂલ

જેવાં બાળકોનું શું ! તેમને માટે તો અરણ્ય યોગ્ય સ્થાન નથીજ. તમે એમને મારી પાસેજ રાખતાં જાઓ. તમારાં કરતાં પણ વધારે કાળજી અને લાડથી અમે એમને ઉછેરીશું."

માદ્રીએ ઉત્તર આપ્યો: "પિતાજી ! આપનાં એ સંતાનોને હું પ્રાણ કરતાં પણ અધિક ચાહું છું. અરણ્યમાં વસતી વખતે, નગર અને રાજમહેલની વાસનાઓ મનમાં જાગી આવશે તે વખતે દુઃખને લીધે મરણતોલ દશા થઇ જશે. એવે સમયે આ સુકુમાર પ્યારાં બાળકોના મુખ સામું જોઇને હું દુઃખ વીસરી જઇશ અને શાંતિ મેળવીશ."

પરંતુ રાજા સંજયનું ચિત્ત એટલાથી શાંત થયું નહિ. પૌત્ર-પૌત્રીની પ્રત્યે એમને વિશેષ સ્નેહ હતો; એટલે વનનાં દુઃખ ફરીથી ગણાવીને તથા અહીંયાં જે રાજવૈભવમાં બાળકો ઊછરી રહ્યાં છે તેની સાથે સરખાવીને ફરીથી એમને રાજમહેલમાંજ મૂકી જવા સારૂ માદ્રીને આગ્રહ કર્યો. તેના ઉત્તરમાં માદ્રીએ જણાવ્યું: "આર્ય ! આપ જરા પણ ચિંતા રાખશો નહિ. આપનાં પૌત્ર-પૌત્રીની દેખરેખ હુંજ રાખીશ. મને જે કાંઇ ખાવાપીવાનું અને પહેરવાઓઢવાનું મળશે તે પહેલાં એમને આપીને પછી હું કામમાં લઇશ. એમને કોઇ પણ જાતની અડચણ ન પડે તેને માટે હું ખાસ કાળજી રાખીશ."

સસરા અને પુત્રવધૂ માદ્રી વચ્ચે આ પ્રમાણે વાતચીત થતાં થતાં આખી રાત વીતી ગઇ અને પ્રભાત થવા આવ્યું. એ વખતે ચાર ઘોડા જોડેલો રથ મહારાજા સંજયના મહેલને બારણે આવીને વાટ જોતો હતો. માદ્રીદેવી વિનયપૂર્વક સાસુસસરાને પગે પડી, વિદાય માગીને તથા દાસીઓ સાથે છેવટની થોડી મીઠી વાતો કરીને, બાળકોને સાથે લઇ રાજમહેલમાંથી વિદાય થઈ અને રાજા વેસ્સંતરના પણ પહેલાં રથમાં બેસી જઇ તેની વાટ જોવા લાગી.

ત્યાર પછી રાજકુમારે પણ બહુ સન્માનપૂર્વક જનકજનનીની પ્રદક્ષિણા કરીને એ રથમાં પ્રવેશ કર્યો અને બંક પર્વત ભણી પ્રયાણ કર્યું. હજારો દાસદાસીઓ તેમને વળાવવા સારૂ ગયાં.

માદ્રીદેવીના જીવનનો ઉત્તરાર્ધ પણ બોધજનક છે. પવિત્ર સીતાદેવીના ઉચ્ચ ચરિત્રે, પતિભક્તિનો કેવો સુંદર અને ઉજ્જ્વલ આદર્શ આર્યરમણીઓ આગળ મૂક્યો છે અને સંસ્કારી પતિ-

વ્રતા રમણીઓના જીવનમાં એ ઉચ્ચ આદર્શનું કેવી ખૂબી સાથે પુનરાવર્તન થતું રહ્યું છે, તે આ ચરિત્રના અવલોકન ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

વનયાત્રામાં યાચકોએ રાજકુમાર પાસેથી રથ પણ માગી લીધો, એટલે વેસ્સંતરે જાલિ નામના પુત્રને તેડી લીધો અને રાણી માદ્રીએ કણ્હાજિના નામની પુત્રીને કેડે બેસાડી. પતિપત્નીએ પગે ચાલીને મુસાફરી કરવા માંડી અને બંક પર્વત ઉપર પહોંચીને એક રમ્ય સ્થાનમાં સુંદર પર્ણકુટિ બાંધીને નિવાસ કરવા લાગ્યાં.

એ પ્રમાણે ઘણો સમય વીતી ગયો. એક દિવસ પતિવ્રતા માદ્રીદેવી પતિને સારૂ સવારના પહોરમાં ફળ, કંદમૂળ તથા પુષ્પ લાવવા સારૂ ગઇ હતી. એવામાં જૂજક નામના એક બ્રાહ્મણે આવીને રાજકુમારને પ્રાર્થના કરી કે, “હું વૃદ્ધ બ્રાહ્મણ છું. મારી પત્નીને દાસદાસીની જરૂર છે. આપ આપનાં પુત્રપુત્રીને આપો તો મારૂં ઘડપણ સચવાય.”

વેસ્સંતર ના કહેવાનું શીખ્યાજ ન હતા. તેમણે બન્ને બાળકો તરતજ બ્રાહ્મણને સોંપી દીધાં. માદ્રીદેવી ફળમૂળ વીણીને આશ્રમમાં આવી, ત્યારે એણે સંતાનને જોયાં નહિ. આકુળવ્યાકુળ થઇને તેણે પતિને સમાચાર પૂછ્યા, પણ એમણે તો મૌનવ્રત લીધું હતું. રડતી કકળતી રાણી જંગલમાં બાળકોની શોધ કરવા લાગી. એના વિલાપથી અરણ્યવાસી પશુઓનાં હૃદય પણ પીગળ્યાં.

બીજે દિવસે પતિએ પત્નીને બાળકોના દાન સંબંધી ખરી હકીકત કહી, ત્યારે એ શાંત ચિત્તની સતીએ એટલુંજ કહ્યું કે, “આપે બાળકોનું દાન કર્યું તેમાં મારી પૂર્ણ સંમતિ છે, પણ આ વાત આપે મને કાલેજ કેમ ન કહી ?”

વેસ્સંતરના દાનની પ્રશંસા સાંભળીને ઇંદ્રને ઘણો ડર લાગવા માંડ્યો કે, આ રાજા પત્નીને પણ કાંઈ દાનમાં ન આપી દે. એકવાર ઇંદ્રે સાધુનો વેશ ધારીને એની કુટિરમાં પ્રવેશ કર્યો અને સદ્‌ગુણી ભાર્યા માદ્રી દાનમાં માગી.

વેસ્સંતરે તરતજ સાધુવેશધારી ઇંદ્રના હાથમાં પાણી મૂકીને પત્નીનું દાન કર્યું. ઇંદ્રે પ્રસન્ન થઇને પોતાનો વેશ બદલીને ખરૂં સ્વરૂપ ધારણ કરીને જણાવ્યું: “મહારાજ! આ પતિવ્રતા માદ્રી દેવી હવે મારાં થઈ ચૂકયાં; પણ એક અનામત વસ્તુ તરીકે હું

એમને તમારી પાસે મૂકી જાઉં છું. તેનું સારી પેઠે પાલન કરજો અને હવે બીજા કોઇને એમનું દાન કરવાનો આપનો હક્ક નથી રહ્યો એ ધ્યાનમાં રાખશો.”

થોડા સમય પછી જૂજક બ્રાહ્મણની મારફતે રાજકુમારના નિવાસના ખબર મળ્યા અને એ પોતાના પ્રધાન સાથે બંક પર્વત ઉપર જઇને પુત્ર તથા પુત્રવધૂને તેડી લાવ્યા.

કહેવાય છે કે, વેસ્સંતર એ પૂર્વાશ્રમના બોધિસત્ત્વ હતા અને એ જન્મમાં પ્રિયપત્ની અને બાળકોનું દાન કરીને ‘દાનપારમિતા’ ગુણનો અભ્યાસ કર્યો હતો.

દેવી માદ્રી (મદ્દી) નું જીવન ખરેખર બોધક અને પ્રશંસાને પાત્ર છે.*

# ૨–चुल्लबोधिनी पत्नी



બોધિસત્ત્વ પૂર્વજન્મમાં એક વાર કાશી રાજ્યમાં બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યા હતા. એ જન્મમાં એમનું નામ ચુલ્લબોધિ હતું. તેમની પત્ની ઘણી સુશીલ હતી. લગ્ન થઈ ગયું હતું, પણ પતિની વૃત્તિ વૈરાગ્ય તરફ હોવાથી એ વિદુષી તરૂણીએ પણ પોતાની કામવૃત્તિઓને અંકુશમાં રાખી અને પતિને ધર્મસાધનામાં મદદરૂપ થઇ પડવાના હેતુથી તેના વ્રતમાં ભંગ પડવા દીધો નહિ. આખરે જ્યારે ચુલ્લબોધિનાં માતપિતા મરણ પામ્યાં; ત્યારે તેણે કહ્યું: “ભદ્રે ! અમારા પૂર્વજોની આ અપાર સંપત્તિ તું લે અને દાનાદિક પુણ્યકર્મો કરીને આ ઘરમાં સુખેથી કાળ વ્યતીત કર. મને ગૃહસ્થાશ્રમનો હવે કંટાળો આવ્યો છે. હું પરિવ્રાજક વેશે હિમાલય ઉપર વાસ કરવા ઇચ્છું છું.”

તેની પત્ની બોલી: “આર્યપુત્ર ! પુરુષોએ પ્રવજ્યા વેશ ધારણ કરવો અને સ્ત્રીઓએ નહિ, એવો નિયમ છે શું ?”

બોધિસત્ત્વે કહ્યું: “એવો કાંઈ નિયમ નથી; તોપણ તું મોટા

* શ્રીયુત ગજેંદ્રલાલ ચૌધરીના ‘શ્વસુર ઓ પુત્રવધૂ’ નામના લેખ તથા આચાર્ય કૌશામ્બીના ‘બુદ્ધલીલાસારસંગ્રહ’ ઉપરથી.

કુળમાં જન્મેલી સુકુમાર સ્ત્રી છે. તારાથી અરણ્યવાસનાં દુઃખો સહ્યાં જશે નહિ. તેથી હું કહું છું કે, તારે આ ઘરમાંજ રહી દાનાદિ પુણ્યકર્મ કરવાં.”

બોધિસત્ત્વે ભાર્યાને પોતાની સાથે ન આવવાને ઘણી સમજાવી, પરંતુ તે સત્ત્વશીલ સ્ત્રીએ ભાવિ દુઃખોને ન ગણકારતાં તાપસ વેશ સ્વીકારીને પતિનો માર્ગ ગ્રહણ કર્યો. થોડો સમય બન્નેએ ફળમૂળ ખાઇને હિમાલયમાં વ્યતીત કર્યો. ત્યાર પછી તેઓ ભિક્ષા માગવા સારૂ કાશી રાજ્યમાં આવી પહોંચ્યાં.

કાશીરાજ એક દિવસે બગીચામાં ફરવા ગયો હતો, ત્યાં એણે એક વૃક્ષ નીચે બોધિસત્ત્વને અને બીજા વૃક્ષ નીચે તેની પત્નીને દીઠાં. રાજા સ્ત્રીનું રૂપ જોઇને મોહિત થઈ ગયો અને કાંઇ પણ પરવા ન કરતાં એ સ્ત્રીને પોતાના મહેલમાં લઇ જવાનો સિપાઇઓને હુકમ આપ્યો. રાજમહેલમાં રાજાએ તે સ્ત્રીને લલચાવવાનો ઘણોયે પ્રયત્ન કર્યો પણ ભય કે લાલચ કશાની એ પતિવ્રતા ઉપર અસર થઈ નહિ. આખરે રાજાએ પણ બળાત્કારથી સતીનું શિયળ ભંગ કરવાનો વિચાર માંડી વાળીને તેને બોધિસત્ત્વની પાસે મોકલી આપી.

પતિની ઉચ્ચ અભિલાષાઓ પોષવા માટે, દુઃખમાં પતિની સહચારિણી થવા માટે અને આપત્તિમાં પણ પાતિવ્રત્ય ધર્મમાં અટળ રહેવા માટે ચુલ્લબોધિની પત્ની આપણી પ્રશંસાને પાત્ર છે.*



* ‘બુદ્ધલીલાસારસંગ્રહ’માંથી સાભાર ઉદ્ધૃત.



# ૩—માયાદેવી



એ કોળિયા દેશના રાજા મહાસુપ્રબુદ્ધની જ્યેષ્ટ કન્યા હતાં. દેવદહ નગરમાં એમનો જન્મ થયો હતો. એમના જન્મ સમયે બ્રાહ્મણોએ ભવિષ્યવાણી કહી હતી કે, "આ કન્યાને પેટે ચક્રવર્તી કુમાર જન્મ લેશે." પિતાને ઘેર એમને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ મળ્યું હતું અને અનેક સદ્ગુણોથી એમનું જીવન વિભૂષિત થયું હતું. કપિલવસ્તુના પરાક્રમી રાજા શુદ્ધોદન સાથે એમનું લગ્ન થયું હતું. રાજાએ એમને પટરાણીરૂપે સ્થાપ્યાં હતાં. માયાદેવીમાં મિથ્યા માયા લેશમાત્ર નહોતી. એમનું રૂપ અપૂર્વ હતું. અજ્ઞાનરૂપી અંધકારનો એમણે નાશ કર્યો હતો. પ્રજાની સાથે એમની વર્તણુંક માતા સમાન હતી. સદા એમના કલ્યાણમાંજ પોતે તલ્લીન રહેતાં. મુરબ્બીઓ પ્રત્યે સાક્ષાત્ ભક્તિરૂપ બનીને આજ્ઞાધીનતા દાખવતાં. ટૂંકાણમાં એ કે રાજા શુદ્ધોદનના રાજમહેલમાં તથા તેના આખા રાજ્યમાં દેવી માયા એક લક્ષ્મીસ્વરૂપ હતાં. પ્રજાનો પણ તેમના પ્રત્યે પૂરો આદરભાવ હતો.

જે મહાપુરુષદ્વારા આખા જગતનું કલ્યાણ થવાનું હતું, ભૂતદયા, મૈત્રી, કરુણા, ક્ષમા આદિ સદાચારોનો સંદેશો જગતને જેની મારફતે સંભળાવવાનો હતો, તેની માતા થવાનું વિધાતાએ સાધ્વી માયાદેવીને માટે નિર્માણ કર્યું હતું.

આષાઢી પૂર્ણિમા પહેલાં સાત દિવસ ઉપર કપિલવસ્તુમાં એક મોટા ઉત્સવનો આરંભ થતો. માયાદેવી સાત દિવસ સુધી ચંદનપુષ્પથી શરીર શણગારી અતિ આનંદથી ઉત્સવમાં ભાગ લેતાં. માયાદેવી તદ્દન નિર્વ્યસની હતાં. દારૂને કદી પણ સ્પર્શ ન કરવાનો એમને નિયમ હતો અને એ નિયમનું એમણે જિંદગીપર્યંત પાલન કર્યું હતું. બીજાં ક્ષત્રિય સ્ત્રીપુરુષો એ સમયના રિવાજ મુજબ એ ઉત્સવમાં દારૂ પીતાં, પણ માયાદેવી સર્વ પ્રકારના માદક પદાર્થથી અલિપ્તજ રહેતાં.

એક વરસ આ પૂર્ણિમાને દિવસે માયાદેવીએ આંધળાંપાંગળાં વગેરે અનાથોને અને શ્રમણ બ્રાહ્મણોને પુષ્કળ દાન દીધાં અને રાતે ઘણોખરો વખત શાસ્ત્રની કથા સાંભળવામાં ગાળ્યો.

એ રાતે સૂઈ ગયા પછી એમને સ્વપ્ન આવ્યું કે, ચારે દિશાના રક્ષક દેવો તેમને ઊંચકીને હિમાલય પર્વત ઉપર લઈ ગયા અને ત્યાં એક વિશાળ શાલ વૃક્ષની નીચે મૂકી દીધાં. પછી એ ચારે દેવોની સ્ત્રીઓએ આવીને માયાદેવીને દિવ્ય ગંધોદકથી સ્નાન કરાવ્યું અને દિવ્ય વસ્ત્રાલંકારથી શણગારીને એક સુવર્ણ વિમાનમાં ઉત્તમ પલંગ ઉપર પૂર્વમાં માથું કરીને સુવાડ્યાં. પછી એક ધોળો હાથી ત્યાં આગળ આવ્યો અને પોતાની રૂપેરી સૂંઢમાં એક શ્વેત કમળ ઘાલીને માયાદેવીની ત્રણ પ્રદક્ષિણા કરી અને તેમની જમણી કૂખમાં થઈને ધીરે ધીરે તેમના પેટમાં પેઠો.

પ્રાતઃકાળે રાણીએ સ્વપ્નની વાત સ્વામીને જણાવી. રાજાએ બ્રાહ્મણો તથા જોશીઓને બોલાવીને સ્વપ્નનું વૃત્તાંત જણાવ્યું અને તેનું ફળ પૂછ્યું.

બ્રાહ્મણોએ કહ્યું: “એનો અર્થ એ છે કે, મહારાણીને પેટે એક મહાન પુરુષ જન્મવાનો છે. એ જો ગૃહસ્થાશ્રમમાં રહેશે તો ચક્રવર્તી રાજા થશે. સંન્યાસી થશે તો બુદ્ધ થઈને જગતનું અજ્ઞાન દૂર કરશે.”

આજથી મહારાણી માયાનું માન વધ્યું. રાજા બહુજ પ્રેમ અને કાળજીપૂર્વક એની સાથે વર્તન રાખવા લાગ્યો.

માયાદેવી સગર્ભા થયાં. મૂળથીજ એમનો સ્વભાવ દયાળુ હતો, પણ સગર્ભા થયા પછી જનસમાજ પ્રત્યેની દયામાં વધારોજ થતો ગયો. વિષયવાસના એમના હૃદયમાંથી તદ્દન ચાલી ગઈ.

નવ માસ પૂરા થવા આવ્યા, એવામાં એમને પિયેર જવાની ઇચ્છા થઈ. કપિલવસ્તુથી દેવદહ જતાં માર્ગમાં લૂંબિની નામના એક સુંદર બગીચામાં તેમણે પડાવ નાખ્યો હતો. ત્યાં આગળજ તેમને પ્રસવપીડા થઈ અને બોધિસત્ત્વ–ગૌતમબુદ્ધનો જન્મ વૈશાખ સુદિ પૂર્ણિમાને દિવસે થયો. એ પુત્રનું નામ સિદ્ધાર્થ પાડ્યું

પુત્રના પ્રભાવને જોઈને માયાદેવી હર્ષઘેલાં થઈ ગયાં, અને સિદ્ધાર્થ સાત દિવસનો થયો એટલામાં તો એ દેવલોકમાં સિધાવ્યાં.



# ૪—महाप्रजापति गौतमी



આ પવિત્ર સન્નારીનો જન્મ ગૌતમબુદ્ધના જન્મનાં થોડાંક વર્ષ પૂર્વે કોળિયા દેશની રાજધાની દેવદહ (દેવદૃષ્ટ) નામના નગરમાં શાક્યવંશના મહાસુપ્રબુદ્ધને ત્યાં થયો હતો. એમનું ગોત્ર ગૌતમ હોવાથી, એ ગૌતમી નામથી પ્રસિદ્ધ થયાં છે. પૂર્વજન્મનાં સત્કર્મોને લીધે બાલ્યાવસ્થાથીજ એમનો સ્વભાવ ઘણો સારો હતો. સદાચાર અને કર્તવ્યપરાયણતા એ એમના વિશેષ ગુણ હતા. બુદ્ધદેવનાં માતા માયાવતી એમનાં મોટાં બહેન થાય. જન્મ સમયે બન્ને બહેનોનાં શરીર ઉપર શુભ-ચિહ્નો જણાયાં હતાં. જ્યોતિષ અને સામુદ્રિક જાણનારા વિદ્વાન બ્રાહ્મણોએ બન્નેના જન્માક્ષર બનાવીને ભવિષ્યવાણી કહી હતી કે, “એમનાં સંતાન ચક્રવર્તી રાજા થશે, પછી ભલે એ મનુષ્યોના પાર્થિવ રાજ્યના કે એમના હૃદયસામ્રાજ્યના રાજા થાય.”

દેવદહ નગરની પાસે રોહિણી નદીને કિનારે કપિલવસ્તુ નામના નગરમાં શુદ્ધોદન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની સાથે ગૌતમી અને તેમનાં બહેન માયાવતીનાં લગ્ન થયાં. વૈશાખ સુદિ પૂર્ણિમાના પુણ્ય દિવસે માયાવતીએ નેપાળની તરાઈમાં લૂંબિની નામક બગીચામાં બુદ્ધદેવને જન્મ આપ્યો. સુવાવડમાં સાતમે દિવસેજ માયાદેવીનું મૃત્યુ થયું. રાજાને હવે ઘણી મોટી ચિંતા થવા લાગી. જે પુત્રના જન્મ સમયે ઋષિઓએ ઘણી મોટી મોટી આશા બંધાવી હતી, જેનામાં અસંખ્ય શુભ લક્ષણો બતાવ્યાં હતાં, તેની માતા પરલોક સિધાવી. હવે એને ઉછેરવાને માટે સ્નેહાળ, રાગદ્વેષ વગરની, ચતુર, શાંત અને માતૃપદ લેવાને તૈયાર એવી સ્ત્રી ક્યાં ખોળવી? એના વિચારમાં રાજા નિમગ્ન થયો. મહાપ્રજાપતિ ગૌતમીને એજ સમયમાં નંદ નામનો પુત્ર સાંપડ્યો હતો, એટલે એ પણ નવરાં નહોતાં. માયાદેવીના મૃત્યુ પછી

એમને ‘ અગ્રમહિષી ’, ‘મહાપ્રજાપતિ’ અને ‘ પટરાણી ’નું પદ પ્રાપ્ત થયું હતું, એટલે ઘરસંસારની જવાબદારી પણ વધી હતી; પરંતુ સ્વર્ગવાસી બહેન ઉપર એમને નિઃસ્વાર્થ પ્રેમ હતો. વળી પતિની મૂંઝવણ પણ એ પતિવ્રતા સમજી શક્યાં હતાં. બોધિસત્ત્વ જેવા ઉજ્જવળ ભવિષ્યવાળા કુમારને ઉછેરવાનો અને મોટી બહેનના પ્રેમનો બદલો વાળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો તો એને કદી પણ પાછો ન ઠેલવો જોઇએ એવો ઉદાર વિચાર કરીને એ પરોપકારી રાણીએ પોતાના પુત્રને એક વિશ્વાસુ દાઇને સોંપી દીધો અને બહેનના પુત્ર ગૌતમને સ્તનપાન કરાવવાનું તથા ઉછેરવાનું પોતે માથે લીધું. ઘણા લાડપૂર્વક પોતાના પેટનુંજ સંતાન હોય એ પ્રમાણે એમણે બુદ્ધદેવનું અત્યંત પ્રેમ સહિત લાલનપાલન કર્યું. બાળકમાં અનેક શુભ સંસ્કાર એમણે પોતાના શિક્ષણ અને સહવાસથી દાખલ કર્યા. પ્રોફેસર ભાગવત વ્યાજબી લખે છે કે, “ગૌતમની પાછલી વયમાં જ્ઞાનલાલસા, દયા, ઉત્સાહ, બુદ્ધિની તીવ્રતા, ઉદ્યોગ, વિશદ દૃષ્ટિ, કાર્યદક્ષતા, નેતા બનવાની કુશળતા વગેરે જે ગુણો જણાયા હતા, તેનું મોટું શ્રેય ગૌતમીનેજ હતું.”

બુદ્ધદેવ સંસારત્યાગ કરીને વનવાસી બન્યા તે સમયે મહાપ્રજાપતિના સ્નેહાળ હૃદયને ઘણો આઘાત પહોંચ્યો હતો. અનેક વર્ષ પર્યંત ઉત્તર ભારતવર્ષમાં મુખ્ય મુખ્ય ગામોમાં ધર્મોપદેશ કરીને બુદ્ધદેવ પોતાના પિતાની રાજધાની કપિલવસ્તુમાં પહોંચ્યા હતા. ત્યાં જઇને પણ એમણે ધર્મોપદેશ કર્યો. એમના પિતા શુદ્ધોદને બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો અને અર્હત્ પદ પ્રાપ્ત કરવાના પ્રથમ પગથિયારૂપ ‘ શ્રોતાપન્ન ’પદ પ્રાપ્ત કર્યું. બુદ્ધદેવના પુત્ર રાહુલે શ્રમણની દીક્ષા લીધી. થોડા સમય પછી રાજાએ અર્હત્ પદ પામીને મહાનિર્વાણ પ્રાપ્ત કર્યું. ત્યાર પછી થોડા દિવસમાં ગૌતમીના એકના એક પુત્ર નંદે પણ પોતાના વિવાહ અને રાજ્યાભિષેકને દિવસેજ ઘરબાર છોડી દઇને સંન્યાસધર્મની દીક્ષા ગ્રહણ કરી. તેની પાછળ શાક્યવંશના અનેક ક્ષત્રિયોએ પણ સંસારનો ત્યાગ કરીને દીક્ષા લીધી.

કપિલવસ્તુમાં મહાપ્રજાપતિએ બુદ્ધદેવના ઉપદેશામૃતનું પુષ્કળ પાન કર્યું હતું. એવા મહાજ્ઞાની બોધિસત્ત્વને પોતે સ્તનપાન કરાવ્યું છે, ઉછેરીને મોટા કર્યા છે એ બાબતનું એમને અભિ-

માન હતું. બૌદ્ધધર્મ પ્રત્યે એમને શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. પતિના મૃત્યુ તથા પૌત્ર રાહુલ અને પુત્ર નંદના સંસારત્યાગથી તેના મનમાં પણ સંસાર પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થયો. એને વિચાર આવ્યો કે, "શું પુરુષોજ ભિક્ષુ બનીને બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને ધર્મનો પ્રચાર કરે અને અમે સ્ત્રીઓ એવા પુણ્યકાર્યને ન કરી શકીએ? હું પણ આ સ્વાર્થી સંસારનો ત્યાગ કરીશ, બધી વાસનાઓનો પરિત્યાગ કરીશ, આખી દુનિયાને મારૂં કુટુંબ ગણીશ અને સર્વત્ર વિચરીને લોકોને ઉન્નત માર્ગમાં લઇ જવા પ્રયત્ન કરીશ." એ વિચારો દૃઢ થયા એટલુંજ નહિ પણ બીજી પાંચસો સ્ત્રીઓના હૃદયમાં તેમણે એ શુભ વિચારો ઠસાવ્યા. બુદ્ધદેવ વૈશાલિમાં બિરાજતા હતા, તે સમયે મહાપ્રજાપતિ મૂંડન કરાવીને ૫૦૦ શાક્ય સ્ત્રીઓ સહિત ત્યાં જઇ પહોંચ્યાં. એ રાજવંશી સન્નારીને પગે ચાલવાનો આ પ્રથમજ પ્રસંગ હતો. એના પગ સૂજી ગયા હતા. એના મુખ ઉપર ખેદ હતો. ખેદ એટલા માટે હતો કે પહેલાં કપિલવસ્તુમાં એમણે બુદ્ધદેવને ભિક્ષુણીસંઘ સ્થાપવાની પ્રાર્થના કરી હતી; પણ એમ કર્યાથી ભિક્ષુઓ અને ભિક્ષુણીઓમાં લડાઇ-ટંટા ઊભા થવાનો ભય લાગવાથી બુદ્ધદેવે એમ કરવાની ના કહી હતી. આ વખતે એ વધારે દૃઢ સંકલ્પથી બુદ્ધદેવની પાસે ગયાં હતાં. એમના શિષ્ય આનંદની મારફતે પોતાનો ઉદ્દેશ જણાવ્યો. આનંદે બુદ્ધદેવને ભલામણ કરીને પૂછ્યું કે, "ભગવન્! આપના ધર્મનો સાક્ષાત્કાર સ્ત્રીઓથી પણ થઇ શકે એમ છે કે નહિ?" બુદ્ધદેવ પહેલાં પણ અનેક વાર સ્ત્રીઓનો ધર્મશાસ્ત્ર સમજવામાં અધિકાર છે એવો ઉપદેશ આપી ચૂકયા હતા, એટલે આ પ્રસંગે પણ સ્પષ્ટ રીતે જણાવ્યું કે, "મારા ધર્મનું રહસ્ય પુરુષો જેટલું સમજી શકે છે તેટલુંજ સ્ત્રીઓ પણ સમજી શકે એમ છે." આનંદ-ને હવે લાગ મળ્યો. એણે કહ્યું: "એવું છે તો આપ મહાપ્રજાપતિ દેવીને શા સારૂ નિરાશ કરો છો? એમની પ્રાર્થના કેમ સ્વીકારતા નથી? એમણેજ આપને ઉછેર્યા છે, આપના ઉપર એમનો ઘણો સ્નેહ છે. એમના મનના સમાધાનની ખાતર, આપ એવો નિયમ કરો કે સ્ત્રીઓથી પણ પ્રવ્રજ્યા લઇ શકાય છે."

બુદ્ધદેવે આનંદની ભલામણ માન્ય રાખી અને મહાપ્રજા-પતિ તથા તેમની સાથે આવેલી ૫૦૦ શાક્ય કુમારીઓને પ્રવ્રજ્યા આપીને એક નવો ભિક્ષુણીસંઘ સ્થાપ્યો. ભારતવર્ષમાં સ્ત્રી-

ઓના અધિકારની બાબતમાં એક સુવર્ણાક્ષરે નોંધી રાખવા યોગ્ય દિવસ હતો. મહાપ્રજાપતિ એ ભિક્ષુણીસંઘનાં પ્રમુખ બન્યાં. બુદ્ધદેવે એ ભિક્ષુણીઓને ધર્મનો ઉપદેશ સમજાવ્યો. થોડી વારમાં એમની યોગ્યતા જોઇને બુદ્ધદેવે એ ભિક્ષુણીઓને ભિક્ષુઓના બીજા પણ અધિકાર સહિત સ્વતંત્રતા આપી. ત્યાર પછી તેમને 'ઉપસંપદા' મળી. એ સમયે પૂરા હક્ક પ્રાપ્ત થયા અને ભિક્ષુઓના મંડળમાં સર્વ વાતમાં મત આપવાનો અધિકાર એ સ્ત્રીઓને મળ્યો. મહાપ્રજાપતિ તો પૂર્વજન્મનાં સંસ્કારી સ્ત્રી હતાં, એટલે બુદ્ધદેવના ઉપદેશથી થોડા સમયમાંજ એમને સમાધિયોગ પણ પ્રાપ્ત થયો અને એકાગ્રચિત્તે ધ્યાન અને અનુષ્ઠાન કરીને અલૌકિક શક્તિ અને જ્ઞાન વડે અર્હત્ પદ પ્રાપ્ત કર્યું. ગૌતમીએ સ્થાપેલો આ ભિક્ષુણીસંઘનો ઇ. સ.ના ચોથા શતકમાં લોપ થયો, એવો આચાર્ય કૌશાંબીનો અભિપ્રાય છે. આજકાલ બ્રહ્મદેશમાં પણ એવા પ્રકારની એક સંસ્થા છે જેમાં સ્ત્રીઓને 'દશ શીલધારિણી' ઉપાસિકા કહે છે. અસ્તુ !

એક દિવસ ભગવાન બુદ્ધદેવ જેતવન વિહારમાં સ્થિતિ કરી રહ્યા હતા, તે વખતે તેમણે દરેક ભિક્ષુણીને તેમના ગુણ અને યોગ્યતાનુસાર દરજ્જો આપ્યો હતો. એ પ્રસંગે એમણે ગૌતમીને સૌની અધ્યક્ષ બનાવી હતી અને ગૌતમીએ કૃતજ્ઞતાપૂર્વક બુદ્ધદેવ આગળ કેટલીક આત્મજ્ઞાન અને વૈરાગ્યસૂચક અમૂલ્ય ગાથાઓ ગાઇ હતી.

એક સમયે બુદ્ધ ભગવાન વૈશાલી નગરની પાસે મહાવનમાં કુટાગાર નામક નગરમાં સ્થિતિ કરતા હતા, તે વખતે ગૌતમી દેવી ત્યાંની ભિક્ષુણીઓના ઉપાશ્રય (અપાસરા)માં નિવાસ કરતી હતી. એક દિવસ વૈશાલી નગરમાં ભિક્ષા માગી આવીને ગૌતમી દેવી પોતાના વિશ્રામસ્થાનમાં જઇને વિચારવા લાગી: "બુદ્ધનું પરિનિર્વાણ અથવા દેહત્યાગ મારાથી દેખી શકાશે નહિ. તેમના પ્રધાન શિષ્ય યુગલ, તેમના રાતદિવસના સેવક આનંદ, મારો પૌત્ર રાહુલ અને પુત્ર નંદકુમારના દેહત્યાગનો દેખાવ પણ મારાથી કદી જોઈ શકાશે નહિ. માટે એ સર્વને પૂછીને મારે તેમની પહેલાંજ આ દેહત્યાગ કરવો એ ઠીક છે." આવા વિચારથી એણે બુદ્ધદેવને પોતાને ત્યાં તેડાવ્યા. બુદ્ધદેવ વિમાતા ગૌતમીના ઘરમાં પધાર્યા એટલે ગૌતમીએ તેમના ચરણમાં પડીને નમસ્કાર-

પૂર્વક વિનય સાથે દેહત્યાગ કરવાની—પરિનિર્વાણ લેવાની આજ્ઞા માગી. બુદ્ધદેવે પોતાના સ્વભાવસિદ્ધ કોમળ પણ ગંભીર સ્વરે કહ્યું: "હવે તમારા દેહત્યાગનો સમય થઇ ચૂક્યો છે. હવે ખુશીથી જઇ શકશો." ત્યાર પછી આનંદ વગેરે સેવકોને બોધ આપીને અને ભિક્ષુણીઓને ઉપદેશ આપીને ગૌતમી સમાધિસ્થ થઇ અને એજ દશામાં એનો પવિત્ર આત્મા નશ્વર દેહનો ત્યાગ કરીને નિર્વાણ-પદને પામી ગયો.

અપદાન તથા થેરીગાથા ગ્રંથમાં એમની રચેલી વાણી છે. એ વાણીમાં બુદ્ધદેવ પ્રત્યે એમની સ્નેહભરી ભક્તિ શબ્દેશબ્દ-માં ટપકે છે. એમની રચના ઘણી સરળ અને સુખ આપનારી છે. એ કહે છે કેઃ—

"હે સુગત ! હું તારી માતા છું અને તું મારો વીર પિતા છે; કેમકે ઉત્તમ ધર્મ શીખવીને મને નવો જન્મ આપીને તું મારો પિતા બન્યો છે. મેં તને લાડ લડાવીને નાનેથી મોટો કર્યો છે, શુદ્ધ અને પવિત્ર ધર્મરૂપી શરીર આપીને તેં મને મોટી કરી છે. મેં તો એક ઘડીભરની તારી તરસ છિપાવવાને સારૂ તને ધાવણ ધવરાવ્યું હતું. તેં મને જે ધર્મનું ધાવણ ધવરાવ્યું છે તેથી મને અક્ષય શાંતિ મળી છે. માંધાતા આદિ રાજાઓની માતાનાં નામ ભવસાગરમાં લુપ્ત થઇ ગયાં છે; તારી મા થઇને હું ભવ-સાગરથી પાર ઊતરી ગઇ છું.

"રાજમાતા, રાજમહિષી એ બધાં નામ સ્ત્રીઓને માટે સુલભ છે; પરંતુ બુદ્ધમાતા એ નામ પરમ દુર્લભ છે. સ્ત્રીઓને ભિક્ષુણી બનવાનો અધિકાર આપવા મેં તમને વારંવાર કહ્યું હતું, એટલા માટે મારો અપરાધ થયો હોય તો હે સુરશ્રેષ્ઠ! મને ક્ષમા આપજો.

"તમારી આજ્ઞાથી મેં ભિક્ષુણીઓ ઉપર શાસન ચલાવ્યું છે. એ કાર્ય કરવામાં કોઇ જાતની ત્રુટિ રહી ગઇ હોય, તો એને માટે પણ હે ક્ષમાપિતા ! (ક્ષમાના આધાર) મને ક્ષમા આપજો.

"તમે જ્યારે નાના હતા, ત્યારે તમને જોઇને તથા તમારી તોતડી વાણી સાંભળીને આંખ અને કાનને જેટલી તૃપ્તિ નહોતી થઇ, તેટલી તૃપ્તિ તમે આપેલા ધર્મરસના પાનથી થઇ છે."

* * * * *

થેરીગાથામાં મહાપ્રજાપતિ કહે છેઃ “બુદ્ધવીર! હું તમને નમસ્કાર કરૂં છું. તમે સર્વ સત્તા છો, સૌથી શ્રેષ્ઠ છો; મારા જેવી કેટલીયની દુઃખરૂપી જ્વાળા તમે બુઝાવી છે. દુઃખનું નિદાન હવે મેં જાણ્યું છે. સઘળાં દુઃખનું મૂળ કારણ જે તૃષ્ણા તે હવે મારામાંથી સુકાઇ ગઇ છે; કેમકે તમે આપેલા જ્ઞાન વડે મેં ધર્મનાં શ્રેષ્ઠ આઠ અંગોને પ્રાપ્ત કર્યાં છે. પૂર્વજન્મોમાં માતા, પુત્ર, પિતા અને ભાઇરૂપે ઘેરઘેર ભટકી છું, પણ હવે મેં ભગવાનને ખોળી કાઢ્યા છે. આ મારો છેલ્લો જન્મ છે. મારી સંસારની ગાંઠ છૂટી ગઇ છે. આ ભિક્ષુણીને હવે ફરીથી જન્મવાનું ને મરવાનું રહ્યું નથી. જુઓ! દૃઢ પરાક્રમપૂર્વક બધા સાધુમાર્ગમાં વિચરણ કરી રહ્યા છે. જીવનમાં સાધુતા પ્રાપ્ત કરવી, એજ બુદ્ધિની સૌથી સારી વંદના છે.

“હે ગૌતમ! મારી માયા બહેને લોક હિતને ખાતરજ તમને જન્મ આપ્યો હતો. તમે દુઃખ, વૃદ્ધાવસ્થા, વ્યાધિ, મૃત્યુ અને શોકનાં રુદનને હરી લીધાં છે.”





# ५–गोपा (यशोधरा)



આજથી અઢીહજાર કરતાં પણ વધારે વર્ષ પૂર્વે કપિલવસ્તુ નામનું નગર હતું. એ નગર કઇ જગ્યાએ હતું, તે સંબંધે વિદ્વાનોના જુદા જુદા મત છે. એક અંગ્રેજ ઇતિહાસવેત્તાના મત પ્રમાણે સંયુક્ત પ્રાંતમાં બસ્તી જિલ્લાની ઉત્તરે આવેલું હાલનું પિપ્રાવા ગામ તેજ પ્રાચીન કપિલવસ્તુ. બૌદ્ધધર્મના ખાસ અભ્યાસી બીજા અંગ્રેજ લેખકના મતે કપિલવસ્તુ હાલની કોહાના નદી તે પ્રાચીન રોહિણી નદીને કિનારે, બનારસથી ઇશાન દિશામાં સો માઇલ છેટે હતું. ગમે તે હો, પરંતુ એટલું તો નિર્વિવાદ છે કે, એ કપિલવસ્તુ નગરમાં પૂર્વે શાક્ય લોકો વસતા હતા. એ જાતિના લોકો ખેતીનો ધંધો કરતા હતા અને એમાંના કેટલાંક કુટુંબો રાજવંશી હતાં. કપિલવસ્તુમાં શુદ્ધોદન નામનો એક શાક્યવંશી રાજા રાજ્ય કરતો હતો. એ રાજા યુદ્ધવિદ્યામાં ઘણો કુશળ અને પ્રતાપી હતો. એને બે રાણીઓ હતી. મહામાયા અને પ્રજાપતિ. વૃદ્ધાવસ્થામાં રાણી મહામાયાના ગર્ભથી તેને એક પુત્ર ઉત્પન્ન થયો હતો. એ બાળક ઘણો સુંદર અને દિવ્ય કાંતિવાળો હતો. પુત્ર સાત દિવસનો થયો એટલે એની માતા મરણ પામી અને સાવકી મા પ્રજાપતિએ તેને પોતાનાજ બાળકની પેઠે લાડમાં પાળીપોષીને મોટો કર્યો. એ પુત્રનું નામ સિદ્ધાર્થ પાડવામાં આવ્યું. ગૌતમ નામથી પણ એ ઓળખાતા.

સિદ્ધાર્થના જન્મ પછી કોઇ સિદ્ધ પુરુષે રાજપુત્રને જોઇને કહ્યું હતું કે, “આ બાળક કોઇ વખતે સંન્યાસ ધારણ કરીને એક પ્રસિદ્ધ મહાત્મા થશે.” શુદ્ધોદન ઘણા વખતથી વાંઝિયો હતો. વૃદ્ધાવસ્થામાં રાજકુટુંબના એક માત્ર આધારરૂપ આ પુત્ર જન્મ્યો. તે પણ રાજ્યનો ત્યાગ કરીને સંન્યાસી થઇ જશે, એ ચિંતાથી રાજાના દુઃખનો પાર રહ્યો નહિ. પુત્રની મતિ વૈરાગ્ય તરફ ન

જાય એટલા સારૂ સિદ્ધાર્થ મોટો થયો ત્યારથી તેને ઘણા પ્રકારના ભોગવિલાસમાં ઉછેર્યો.

પણ બુદ્ધદેવ તો બચપણથીજ ભાવનામય અને વિચારશીલ હતા, એટલે એમને એ બધા ભોગવિલાસ રુચ્યા નહિ. ઘણી વખત પોતે એવા આમોદપ્રમોદમાંથી દૂર જતા રહીને એકાંત સ્થળમાં ચિંત્વન કરતા.

કપિલવસ્તુની પાસે કલિદેશ નામનું એક નાનું રાજ્ય હતું. કલિદેશના રાજા દંડપાણિને ગોપા નામની એક પરમસુંદરી, વિદ્યાવતી અને બુદ્ધિશાળી કન્યા હતી; અને સદ્ગુણોથી એ વિભૂષિત હતી. સિદ્ધાર્થનું વય ઓગણીસ વર્ષનું હતું ત્યારે ગોપા સાથે તેનો વિવાહ થયો.

વિવાહ પૂર્વે રાજાએ અનેક કુમારિકાઓને એક ઉત્સવમાં આમંત્રણ કર્યું હતું અને ત્યાં સિદ્ધાર્થને હાથે એક કિંમતી લહાણી વહેંચાવવાની વ્યવસ્થા કરી હતી. અનેક રાજકન્યાઓ એ ઉત્સવમાં ભાગ લેવા આવી અને રાજકુમારને હાથે લહાણી લઇને ચાલી ગઇ. ગોપા પણ આવી, પરંતુ તેની વારી આવી ત્યારે લહાણી ખૂટી ગઇ. સિદ્ધાર્થની અને ગોપાની ચાર આંખ થઇ. બન્ને એક બીજા પ્રત્યેથી ચક્ષુ ફેરવી શકયાં નહિ, થોડી વાર સુધી બન્ને ચિત્રની પેઠે ઊભાં રહ્યાં. થોડી વાર પછી ગોપા ચમકી, તેને શરમ આવી, આંખ નીચી કરી લઇને તેણે પૂછ્યું: “ કુમાર ! મને લહાણી નહિ મળે ? હું પણ નિમંત્રણથી આવી છું હો. ”

ગૌતમે કહ્યું: “ મેં તમને અપમાન કરવા સારૂ બોલાવ્યાં નથી. સુવર્ણથી પૂર્ણ આ અશોક–પાત્ર તમને લહાણીમાં આપું છું અને સાથે સાથે મારી આંગળીની વીંટી પણ આપું છું. ” એમ કહીને રાજકુમારે આંગળી ઉપરથી વીંટી કાઢવા માંડી.

ગોપાએ તેને રોકીને કહ્યું: “ ના, આપનો અલંકાર મારે જોઇતો નથી. મારી ઇચ્છા પૂર્ણ થઇ છે. ” એટલું કહી લહાણી લઇને ગોપા ધીરે ધીરે ચાલી ગઈ. ગોપાનું રૂપ નીરખીને, વાતચીતમાં તેની વિદ્યા તથા ગુણનો પરિચય પામીને કુમાર તેની તરફ આકર્ષાયો. ગોપા પણ મનમાં ને મનમાંજ સિદ્ધાર્થને પોતાનો આત્મા સમર્પણ કરીને પિતૃગૃહે ગઈ.

પુત્રનો અભિપ્રાય જાણી જઇને રાજા શુદ્ધોદને દંડપાણિ

પાસે ગોપાની સાથે સિદ્ધાર્થનો વિવાહ કરવાનું માગું મોકલ્યું; પણ ક્ષત્રિયોચિત શૌર્ય, પરાક્રમ આદિ ગુણો કરતાં વિચારશીલ અને તત્ત્વચિંતવન માટે કુમાર સિદ્ધાર્થ ઘણો પ્રસિદ્ધ હતો; એટલે દંડપાણિએ એવા રાજકુમારને પોતાની કન્યા આપતાં આંચકો ખાધો. સિદ્ધાર્થને એ વાતની ખબર પડતાં એણે જાતજાતની કસરત, ખેલ, અસ્ત્રચાલન, વગેરે ક્ષત્રિયને છાજતા ગુણોમાં અને એ સમયના ઉચ્ચ શિક્ષણમાં પોતાની પ્રવીણતા ઘણી સારી રીતે સાબિત કરી આપી. આ પ્રમાણે કુંવર સિદ્ધાર્થે ક્ષત્રિયોએ અવશ્ય જાણવા યોગ્ય વિષયોની પરીક્ષા પાર ઉતારીને ગોપારૂપી સ્ત્રી-રત્ન પ્રાપ્ત કર્યું.

મનપસંદ વરને વરીને ગોપા છાયાની પેઠે પતિની અનુગામિની બની. સુખદુઃખમાં ગોપા હમેશાં પતિની સાથેજ રહેતી. દશ વર્ષ સુધી એમનો સંસાર ઘણા સુખમાં વ્યતીત થયો. ગૌતમની બધી ચિંતાઓ સુશીલ પત્નીના પ્રેમને લીધે ચાલી ગઇ. બન્ને સુખી થયાં. આનંદના દિવસો વહી જતાં વાર પણ ન લાગી.

એક દિવસ ગૌતમ સૂઇ રહ્યા હતા, રાત્રિ પૂરી થવા આવી હતી, ચંદ્રમા પશ્ચિમ આકાશમાં ડૂબી રહ્યો હતો, પૂર્વ દિશા સૂર્યનાં તરુણ કિરણોથી રંગાઇ રહી હતી. એવામાં એક ગવૈયો એવી મતલબનું ગીત ગાઇ રહ્યો હતો કે, "આ સંસારમાં કશું નિત્ય રહેવાનું નથી. કાળ બધાની પાછળ લાગી રહેલો છે." આ ગાયન સાંભળતાં વારજ એમની નિદ્રા ઊડી ગઇ અને ઊંડા વિચારના તરંગો એમના મનમાં ઉત્પન્ન થયા! વિચારનો પ્રવાહ હવે એ દિશામાંજ વહેવા લાગ્યો. શિકારે જતાં પણ વિચાર આવતો કે, સ્વચ્છંદે રમતા આ નિર્દોષ પશુને મારવાનો મને શો અધિકાર છે? આવો વિચાર કરીને ઉગામેલું ધનુષ્ય પાછું ખેંચીને ઘેર આવતા. કેટલાક ખેડૂતો પોતાના સ્વાર્થની ખાતર બળદને મારતા અથવા એમની પાસે એટલું વધારે કામ લેતા કે એ પશુઓની પીઠ ઉપર ચાઠાં પડી જતાં. એ જોઇને ગૌતમને દયા આવતી. એક દિવસ સારથિની સાથે રથમાં બેસીને ફરવા જતાં એક વૃદ્ધ પુરુષને જોયો. માણસ વૃદ્ધ શાથી થાય છે, વૃદ્ધાવસ્થામાં શાં દુઃખો છે, પરવશતા કેટલી વધી પડે છે, એ બધું સારથિને પૂછ્યાથી જાણ્યું. એ પણ જાણ્યું કે, પોતાનો સુંદર અને સબળ દેહ પણ એક દિવસ આવીજ રીતે જીર્ણ થશે.

ત્યાર પછી એક માણસના શબને લોકો લઇ જતા હતા તે જોયું. તે ઉપરથી તેમને મનુષ્યના શરીરની નશ્વરતા અને ક્ષણ-ભંગુરપણાનું ભાન થયું. વળી એક સમયે એક રોગીને રોગથી તરફડિયાં મારતો જોયો. એ સંબંધી તપાસ કરી તો જણાયું કે, થોડા વખત પહેલાં એ સાજો હતો. હવે એને રોગ લાગુ પડ્યો છે; તેથી એ પીડાય છે. રોગ એ પણ શરીરનો ધર્મ છે.

જ્યારે જ્યારે ગૌતમે આવા દેખાવો જોયા ત્યારે ત્યારે એને ઊંઘ ન આવી. ગહન વિચારોમાં ચિત્ત ડામાડોળ થવા લાગ્યું. એક દિવસ સારથિની સાથે ફરવા જતાં એક સંન્યાસીને દીઠો. ગૌતમે એની મુલાકાત લીધી, એનો શો ઉદ્દેશ છે, શા કારણથી સંન્યસ્ત વ્રત લીધું છે વગેરે જાણી લીધું અને મનમાં ને મનમાં કાંઇ પ્રતિજ્ઞા કરી.

ગોપાના વિવાહને દશ વર્ષ વીતી ગયાં. એ ગર્ભવતી થઇ અને દશ માસ પૂર્ણ થતાં એણે એક સુંદર પુત્રને જન્મ આપ્યો. ગૌતમના પિતાને આશા બંધાઇ કે પ્રેમની આ દૃઢ સાંકળથી સિદ્ધાર્થ સંસારમાં બંધાઇ રહેશે. એને તત્ત્વજ્ઞાનના વિચારો કરવાની ફુરસદ હવે નહિ મળે.

સગર્ભાવસ્થામાં એક રાત્રિએ ગોપા પતિની સાથે સૂઇ રહી હતી. એવામાં એને કાંઇક વિષમ સ્વપ્ન આવ્યું અને તે ઝબકીને ઊભી થઇ ગઇ. પતિના હસ્તને ત્રણ વાર ચુંબન કરીને પતિપ્રાણા સાધ્વી બોલી ઊઠી:—

" નાથ ! જાગો ! નાથ જાગો ! વાણી દો આશ્વાસની "

ગૌતમ જાગ્યા. " વહાલી શું છે ? કેમ ઝબકી ઊઠી ? તબિયત તો ઠીક છે ને ? " એમ પ્રેમપૂર્વક પૂછવા લાગ્યા, પણ ગોપાનું રુદન તો ચાલુજ હતું. એને ગળે ડૂમો ભરાઇ ગયો હતો. આખરે સ્વસ્થ થઇને એ નમ્રતાપૂર્વક બોલી:—

સૂતી હું નાથ! સુખે મૃદુ નીંદરે, શિશુ બહુ ઉદરે તુજ તે સ્ફુરે;
જીવન, મોદ અને વળી પ્રેમની, દ્વિગુણ નાડી વહી હૃદયે રહી.
સુખદ ગાનજ તે તણું હું સુણી, મધુર નીંદરમાં શમતી ઘણી;
પણ અહો, કંઇ સ્વપ્નજ કારમાં, અનુભવી છળી જાગી હું તો હવાં.

એમ કહીને ગોપાએ પોતાને આવેલાં બે સ્વપ્નોની વાત

જણાવી કે, " પહેલું સ્વપ્ન એવું આવ્યું કે જાણે હું એક ધોળો આખલો જોઉં છું. તેનાં શીંગડાં ફેલાયલાં છે. કપાળમાં એક ચળકતો મણિ છે. એ નગરના દરવાજા તરફ મહાલતો મહાલતો જઈ રહ્યો હતો. કોઇ તેને રોકી શકતું નહિ. એટલામાં ઇંદ્રના મંદિરમાંથી એક વાણી સંભળાઇ: ' જો તમે એને રોકશો નહિ તો નગરની કીર્તિ ચાલી જશે.' છતાં કોઇ રોકી શક્યું નહિ. હું મોટે સ્વરે રોતી રોતી એ આખલાને કંઠે વળગી અને રોકવા મથી. લોકોને નગરનાં દ્વાર બંધ કરવાની આજ્ઞા કરી, પણ વૃષભ-રાજ મારા હાથમાંથી સહેલાઇથી છૂટીને ચાલ્યો અને દરવાજાની ભોગળો તોડીને દરવાનોને પગ નીચે ચગદીને ચાલ્યો ગયો.

" વળી બીજું સ્વપ્ન આ પ્રમાણે દીઠું. ચાર દિવ્ય સ્વરૂપો, સુમેરુ પર્વત ઉપર રહેતા દિક્પાળ હોય એમ જણાતાં, આકાશમાંથી અસંખ્ય ગણોની સાથે ઊતરીને નગરમાં ઝડપથી પેઠાં. તે સાથે ઇંદ્રલોકના દરવાજા ઉપરનો, સોનેરી વાવટો, ફડફડીને નીચે પડ્યો; ને તે સ્થળે એક તેજસ્વી વાવટો પ્રગટ થયો. તેના કપડામાં રૂપેરી દોરે સીવેલાં માણેક ગૂંથ્યાં હતાં અને તેનાં કિરણો વડે અપૂર્વ અને અર્થભાર ભરેલાં વચનો રચાયાં. તે વચનોથી સર્વ જીવતાં પ્રાણીઓ હર્ષિત થયાં. પૂર્વમાંથી સૂર્યોદય સાથે પવન નીકળી એ વાવટો પહોળો થતાં એ વચનો સર્વને સ્પષ્ટ જણાયાં અને અદ્ભુત પુષ્પોની વૃષ્ટિ થઈ."

સિદ્ધાર્થે ઘણું આશ્વાસન આપી કહ્યું:—

" ઓ મારી મધુરી પદ્મની કળી ! સર્વ છે સ્વપ્ન એ રૂડાં, દીઠાં જે તે ફરી."

ગોપાએ ઉત્તર આપ્યો:—

" સત્ય એ નાથ ! પણ એહ વિરામતાં.<br>ઘોર વાણી સુણી મેં તો; ' આવી એ વેળ ' એમ ત્યાં.

" વહાલા ! એ ઉપરાંત મને જે સ્વપ્ન આવ્યું હતું તેની પણ વાત સાંભળો અને પછી કહો કે હું ગભરાઉં કે નહિ ? એ સ્વપ્નું આ પ્રમાણે હતું. હું જાણે આપના પડખામાં ભરાવાનું કરતી હતી તો આપ નહોતા. માત્ર વગર દબાયલો તકિયો અને ખાલી જભ્ભો ! સ્વપ્નમાંજ હું ઊભી થઇ અને મારી છાતી નીચે વીંટેલી આપની માળા–મેખલા બદલાઇ જઇને સર્પ બની ગઈ. પગનાં કલ્લાં સરી પડ્યાં, હાથનાં સોનાનાં કંકણ તૂટીને પડી ગયાં; કેશમાંથી જૂઈ-

